૭૧૪૫

# कवळ.त ने[redacted]विवाह.



॥ ઢાળ ૧ ॥ વળતી લાડણીને શણગારીરે. રાગ.

સતી સરસ્વતીને શીર નામુરે, ગુરૂ ગઉતમ જુવો મુજ સામુરે; આરે ગાવોછે નેમ વિવારે. તેથી દીલમાં કરો મતી દીવારે. ૧ કેવી રીતે તોરણુ ગયા નેમરે, કેવો પ્યારી તે પેઉના પ્રેમરે; તેનો સંક્ષેપે કહુ વિસ્તારરે, તમે સાંભળજો નર નારરે. ૨ દ્વારામતી છે નગરી વિશાળરે, રાજ કરે ત્યાં ક્રશ્ન ભુપાળરે; તેના કાકા તે કુળમાં જાણુરે. નામ સમુદ્રવિજય વખાણુરે. ૩ ને ર ર વાહે નારીરે, એની કુખે તે જાયા મોરારીરે; નામ નિર્મળ નેમનગીનરે રૂપ અનુપમ રંગમાં ભીનરે. ૪ કાયા કાળી તેજસ્વી ચળકેરે, મુખ નેમનુ મહ મહ મળકેરે; ચાલ ચાલે તે હંસના સરખીરે, નર નારી જુવે નીત નીરખીરે. ૫ અંગ્ર સજે અચળ નીત અંગેરે, દીન ગુમાવે અતિ ઉમંગેરે; રમે જમે ને કરે વ્રત દાનરે, એમ મોટેરા થાય ભગવાનરે. ૬ માત પીતા દેખી થાય રાજીરે; દુરી જન છાતી રહે દાઝીરે; એમ કરતાં તે એકજ દનરે, ભેળા થયા જાદવ કેરા તનરે. ૭ત્યારે બોલ્યા ત્યાં નેમજી વાણુરે, સુણો વીર ચતુર સુજાણુરે; આપણે જોવાછે મહેલ ને બાગરે, કેવળ આજ નો સુભ છે લાગરે. ૮ ॥ ઢાળ ૨ ॥ આવોને મંદિરૂંમહારે હો લાલ એ દેશી. સરખા તે સરખી સોખીઆ હો લાલ, જયાદવ ] કેરા બાળરે રંગીલા લાલ, તેમાં તૂ નેમજી નેકિવડા હો લાલ, ઉઠયા તે સહુ તતકાળરે રંગીલા લાલ, સરખા તે સરખી સોખીઆ હો લાલ, આંકણી ૧ પ્રથમ તે પાદર પરાં જોઈવળ્યા હો લાલ વળતી વાડીઆ બાગરે રંગીલા લાલ, ફુલ તે ઝાડ જોયાં ફરી ફરી હો લાલ, આણી તમામનો તાગરે રંગીલા લાલ. સર ૨ ત્યાંથી તે પુરમાં પરવર્યા હો લાલ, ફરીયા તે ઠારો ઠારરે રંગીલા લાલ, સર. ૩ જોયાં સેરી પોળ શોખથી હો લાલ, જોયાં ચકલા

બજારરે રંગીલા લાલ, જોયાં તે ઘર પુર માળીયાં હો લાલ, જોઇ અતી ઊંચા અવાશરે રંગીલા લાલ. ફરતા તે ફરતા આવીયા હો લાલ, આયુદ્ધશાળાની પાસરે રંગીલા લાલ, સર. ૪ આયુદ્ધ રસાળ અતિ ઓપતી હો લાલ, રૂપ અનુપમ ધામરે રંગીલા લાલ તાંહિ તે નેમજી બોલીયા હો લાલ. આ છે કેનો મુકામરે રંગીલા લાલ, સર. ૫ અનુચર આવી ઉભા રહ્યા હો લાલ, જોડીને જુગતે હાથરે રંગીલા, લાલ આસન આપીને ઓપતુ હો લાલ, બેસાર્યા નેમી નાથનેરે રંગીલા લાલ સર. ૬ શંખ ને ચક્ર ગદા પડયાં હો લાલ, તાંહિ તે નજર ગઇરે રંગીલા લાલ ત્યારે તે નેમે પુછીયું હો લાલ, આ તે શું છે ભાઇરે રંગીલા લાલ. સર ૭ ત્યારે સરખા તે સાથી બોલિયા હો લાલ, કૃશ્ન તમારો વીરરે રંગીલા લાલ. તે અમો કો બળવી નહિ હો લાલ. જોરમાં મહા જુજારરે રંગીલા લાલ, ઘાલે ના હામ કો બીજો વળી હો લાલ બાંધવા આ હથીયારરે રંગીલા લાલ સર. ૯ જુદ્ધા તે સરખા જોઇ રહે હો લાલ, કોઈ ના દે એનુ નામરે રંગીલા લાલ, અવરથકી નવ ઉપડે હો લાલ, કૃશ્નતણુ એ કામરે રંગીલા લાલ, સર. ૧૦ નેમજી કે એમાં શું વડું હો લાલ, એનો ના કરીએ વાદરે રંગીલા લાલ, ઝડપ ઉઠીને ઝાલીયો હો લાલ, લેઇ કર્યા શંખ નાદરે રંગીલા લાલ, સર. ૧૧ ચક્ર ઉપાડયું એક ચપટીએ હો લાલ ગદા ઉપાડી જેમ ઘાસરે રંગીલા લાલ, રમતાં તે રંગ ઊમંગમાં હો લાલ, કેરલ કીધો ત્રાસરે રંગીલા લાલ. સર. ૧૨

॥ ઢાળ ૩ ॥ વીર કહે ગઉતમ સુણો, એ દેશી ધમકાર થયો ધરણી વીપે થતાં શંખનો નાદરે; રમતાં તે રંઝ ઉમંગમાં કર્યા સમરથ સાદરે, ધમકા. ૧. ટેક, સાગર નીર છોળે ચડયા ચડયાં જુદ્ધાને જોરરે, નરનારી લાગ્યાં નાસવા થયો શોર બકોરરે ધ. ૨ ચક્ર ઉપાડે મેદની ચઢી ત્યાં ચકડોળરે, ઘનરે લાગ્યો ઘણો ગાજવા થયો દેશ ડળાહોળરે. ધ. ૩ હય હાથી લાગ્યા ભાગવા ભાગ્યાં પાહાડરે; ઇમારતો પડે ઉખડી, થરથર ધ્રુજેછે ઝાડરે. ધ.

૪ હેહા તે કાર પુરમાં થયો, અતિ ઉતપાતરે; ક્રશ્ન કહે બળદેવને કોણ બળીયોછે ભ્રાતરે. ૫ શંખનો નાદજ કોઇથકિ મુજવિણુ ન થાયરે, જબરો તે જુધ્ધો જગતમાં અવર કોણ કેવાયરે. ધ. ૬ બળદેવ કે ક્રશ્ન બંધવા ખબર કાઢો આવારરે, નગરના લોક નાસી જસે થશે ઉજડ આ ઠારરે. ધ. ૭ ક્રશ્ને આવિને પુછીયું. ત્યારે દીઠા ત્યાં નેમરે; બાળુડા વેશે બંધવા આયુદ્ધ ઉપાડયાં કેમરે. ધ. ૮ નવકુળ નાગ ડોલાવીયા, પલક એકે પાતાળરે, બળ કયાંથી આવડુ બંધવા હજુછો તમે બાળરે. ધ. ૯ નેમ કહેછે ક્રશ્નને સાભળો વડા વીરરે; આતો બળ સાગરમાં થકિ જેમ ગાગર નીરરે. ૧૦ ક્રશ્નએ મન વિચારીયું, નેમ લેશે રાજરે અતળી બળ દીઠુ આ સમે, તેથી કરૂં એક કાજરે. ૧૧ પરણાવું પ્રેમદા પાતળી, ત્યારે નેમ વશ થાયરે; કેવળ કેછે ક્રશ્ન એ, કર્યો એ ઉપાયરે. ૧૨ ॥ ઢાળ ૪ ॥ રતનશીગુણ મીઠડારે એ દેશી. કાને તેડાવી ગોપીયોરે, કહે કુળની મેલી લાજ; રૂક્ષમણી રાણી રાધિકારે, તમે જેમ તેમ કરી આજ. નારી મનાવો નેમનેરે ટેક. ૧ ચપળત્તા આજ ચલાવોરે, કરી સ્રીચરીતર ઠાઠ; ભોળવો મારા ભાઇનેરે. તમે પટરાણીઓ આઠ. ના. ૨ પુરૂષથી પતળેરે, આતો તમારૂં છે કામ; બાવરૂં બોલીને બુઝાવે, એને ક્રશ્ન કહે છે વામ. ના. ૩ ગમે ત્યાં એને ફેરવીરે, વળી ફેરવી સરોવર પાળ; વાંકા કહિને વાતમાંરે, તમે દેજો દીયરને આળ. ના ૪ રમતમાં રાજી રાખીને, કરો નેમને રૂડો બોધ; બોલ બોલાવા મીઠડાંરે તેથી ચઢે નહિ ક્રોધ. ના. ૫ ગાળી નાંખો ઘટઘટીમારે, જેમ અગ્નિ આગળ ઘૃત. નેમને મુકાવો નેમનુરે, વળી પરણ્યા કેરૂં વ્રત. ના. ૬ મેણાં દઇને માનનીરે, તમે ચઢાવો અંકોર; પરણાવો જ્યારે પ્રેમદારે, ત્યારે ઓછુ થાશે જોર. ના. ૭ સત ભામા કહે સ્વામીજીરે, તમે ના ધરશો શોગ; કેવળ કહે છે કાલનોરે, રાધીકાજીએ રાખ્યો જોગ. ના. ૮ ॥ ઢાળ ૫ ॥ રાગ ઉપર પ્રમાણે. ભામનીઓ ભેળી થઇરે, ગઇ નેમજી કેરી પાસ;

રૂડેથી બોલ્યાં રાત્રીકારે, અતિ આણી મન ઉલાસ, ભામનીઓ ભેળી થઇરે. ટેક. ૧ નાવા ચાલો નેમજીરે, વળી આજ અમારી સાથ; એકલડાં અમે નહિ જઈએરે, તમ વિના તે નેમીનાથ. ભા. ૨. સાથે સરોવર સંચર્યારે, નેમજી નાવા માટ; ભાભીએ લીધા ભોળવીરે, તેનો તમે ન જાણ્યો ઠાઠ. ભા. ૩ નાતા નાતાં કેક નારીયોરે, નેમ ઉપર નાખે નીર; કેક આવીને કામનીરે, ચાળા કરીને નાંખે ચીર. ભા. ૪ કેક તાણે તંન ચુંટલારે, તેમાં ઘણા તાણે ગાલ; હલકે રહીને હુંશમાંરે, જેમ ખણાય નહીં ખાલ. ભા. ૫ લેંહેકા કરે કેક હાથનેરે, નવી ખેલ; કેક તે નારી નેમનેરે ઝાલી ઉતારેછે મેલ. ભા. ૬ એક તે કાદવ નાંખતીરે, રૂડા મુખડે કહીને રંગ; બીજી મારે પીચકારડીરે, નેમનગીન કેરે અંગ. ભા. ૭ વળતી બોલીએક વનીતારે, ચીત ચડાવીને રીસ; નેમ સંગાથે બોલીનેરે. તમે સિદ દુખાવોછો સીશ. ભા. ૮ વાંઢા શું જાંણે વાતમારે, શું જાંણે સામાનું સુખ; બોલીશું જાંણે બાપડોરે, અનું ઉપડે નહી મુખ. ભા. ૯ જાંબુવંતી જોઇ બોલીયાંરે, લાવે નારીઓ બે ચાર; માંનની મેણાં ન મારીએરે, નેમ નહીં નાદાર. ભા. ૧૦ બોલ સાંખે નહી તાહરોરે, એ નહી નાનેરૂ બાળ કાલે લાવશે કામનીરે, તારે દેશે તુજને ગાળ. ભા. ૧૧ એકે એક બોલી ગોપીઓરે, મોહ ચઢાવા એમ; કેવળ કે કર્યું એટલુંરે, તોય બોલ્યા નહી નેમ. ભા. ૧૨ દુહા. જળક્રિડા કરી નારીયો, નિકળી પુરની બહાર; સુંદરી ત્રઠ સોહામણુ, બેઠી તેને ઠાર. ૧ તરૂતણે શુભ છાંયડે, આસન કીધું એક બેસાર્યા ત્યાં નેમને વાડો કરી વિવેક. ૨ આઠે બેસી પ્રેમદા, ફરતો ઘાલ્યો ઘેર; આસન ઉપર ઓપતા વચ્ચે નેમ દિએર. ૩ અબળા ગોરી ઓચરી બીજી કરે સુખ; પરણ્યા હોય દિએર તો કેવું માણે સુખ. ૪ આવા તો વાંઢા ફરે તો બીજાનો શો વાંક; પઇશો લાવી પારકો, પરણે પિટયા રાંક. ૫ ત્યારે બોલ્યા નેમજી. ભાભી ભાવતુ બોલ; વધતુ વેણુ ન ભાખીએ, મનમા આણી તોલ. ૬ લખમણાકે લેકો કરી, રીસ

નવ કરીએ આપ; પરણ્યા હો જો પ્રેમદા, તો શાંના મન સંતા-પ. ૭ એણુ કીધુ એટલું, લાવી મનમાં લેહેર; કેવળ કે પદમાં-વતી, પુછે રૂડી પેર. ૮ ॥ ઢાળ ૬ પ્રેમે કે પદમાવતીજી, સાં-ભળો નેમ શુજાણ હુશે દો હુકારડોજી; બોલ્યુ કરો પ્રમાણ, પ્રેમે કે પદમાવતીજી, સાંભળો નેમ શુજાણ. ટેક. ૧ અજવાળો કુળ આપણુજી રાખો ઉઘાડાં દ્વાર. લાવો લ્યો સંસારનોજી પર ણી પાતળીયા નાર. પ્રે. સાં. ૨ પરણેલા સઉ પુરમાંજી, દીયર કુંવારા કેવાવ; વરવું હિશે વાલમાજી રાવ, તમે ઉમરાવ પ્રે. સાં. ૩ કૃશ્ન સરખા ભુપતિજી કરે ચકવે રાજ; તેના વિર વાઢા તમેજી, તેતો કુળને લાજ. પ્રે. સાં ૪ છોરૂ નહી નાના તણાજી. મોટા તણા તમે તંન; ખામી નહી કશી વાતનીજી, વિચારોને વદન પ્રે. સાં. ૫ પીતરાઇ પડછા નાખશેજી વઢતાં કોઇક વાર; માટે પરણો દીયરીયાજી, છેલછબીલડી નાર. પ્રે. સાં. ૬ કુંવારા પુરૂષ તણોજી, પુરો નહી પતીયાર; કામની કો આવે નહીજી પાસે વાર લગાર. પ્રે. સાં. ૭ અબળા વિના આદમીજી, અતી દુખી આ થાય; કેવળ કયાં કરે વાતડીજી, મનમા રહ્યા તે મુંઝાય. પ્રે.

॥ દોહરો ॥ પદમાવતી પુછી રહી, મુકી મન અંકોર; કે-વળ કે હવે સાંભળો જાંબુવતી નું જોર. ૧ ॥ ઢાળ ૭ ॥ તમ શરીખા જગમાં કો નહીરે એ દશી. પ્યારી વિના દુખ પામશોરે એકલડાં અગાત, હો દીયર. જાંબુવંતી કે જાણુશોરે આગળ નેમ જી વાત, હો દીયર, પ્યારી વિના દુખ પામશોરે. આંકણી. ૧ રાંધી રસોઇ કોણ આપશેરે ટંકે તમને નીત. હો દીયર. પીરસે કોણ મુકી પાટલોરે પુરી ધરીને પ્રીત, હો દીયર. ૨ વેહેલા મોડા કદી આવશોરે જઇને તમે બહાર, હો. દીયર. આવતાં વેંત કોણ આપશેરે ઉનો કરવા આહાર, હો દીયર. પ્યારી. તે ૩ વેળા કવેળા અન્ન પામશોરે વાળુ વહેલુ ન થાય, હો દીયર. પારકા હાથે પ્રેમથીરે ધાર્યુ ધારાઈ ન ખવાય, હો દીયર પ્યારી. ૪ ખારૂ મો ળુ ને અતિ ખાટકુર તીખું કાચું કો દીશ; હો દીયર. કોને કેશો-

વિના કામનીરે ચીત ચડાવીને રીસ, હો દીયર. પ્યારી. ૫ ભો-
જન મળે ન ભાવતુરે કો દીન અમરીત પાક, હો દીયર તેમાં
નહી તકે જોઇતુરે સ્વાદે સુંદીર શાક, હો. દીયર પ્યારી ૬ કો દીન
આવા ખાખરારે કો દીન લાહો કુર, હો દીયર. નારી વિના નર
નેમજીરે તેવું જમવા જરૂર, હો દીયર. પ્યારી. ૭ કાટ કાઢીને વ-
ળી વાસણોરે કોણ રાખશે રૂડે રંગ. હો દીયર. હુશ કરીને ઘણા
હેતથીરે પાથરે કોણ પલંગ, હો દીયર. પ્યારી. ૮ શરીર સુખને
કારણેરે લાવે: ભલેરી ભાંમ, હો દીયર હવે કહે રાણી રૂખમણીરે
સુણો કેવળના શામ, હો દીયર પ્યારી. ૯ ।। ઢાળ ૮ ।। હરી
ભજનવિના દુખ દરીઆ સંસારનો પાર ન આવે એ રાગ. હો.
દીયરીયા માનોને મતડે તે કહું માહરૂરે, રાણી રૂખમણી કહે
ચીત ખોલીને ચતુર નર મમારૂ આંકણી. જોબનીઆનો છે લટકો
જેવો રંગ પતંગ સરખો ચટકો; તમે મુકીદઇ મનનો મટકોરે હો
દીયરીયા. ૧ લાખેણી પરણોને લાડી તેથી સુખડલાંથાશે દાહાડી
કેમ થઇ બેઠા છો અન્યયાડીરે. હો દી૦ ૨ પરણ્યા વિનાતો નહિ
ચાલે, શુભ મંદિરિયામાં કોણ મહાલે; નેમ દેખી તમને કોણ
ન્યાળેરે. હો૦ ૩ પ્રીતજ નહિ પ્યારી વિના કોણ આગળ જ-
ઇ કહેશો બીના તમે બળસો અંતરમાં દીનારે હો૦ ૪ કોણહુંશે
તમથી રીસાસે, કોણ વાટ જોઇ વળતી ખાશે; કોણ દેખીને રાજી
થાશેરે, હો ૦ ૫ કોણ જાશે સગાં ઘેર ગાવા, કોને મોકલશો રંબા
આવા; તમે છો વડામાં વીર ચાવારે. હો૦ ૬ નેમ ધારી બેઠા ધર્મ
ને તમે વાંઢા તે લંછન અમને ઝાઝું શુ કહીએ તમનેરે. હો૦
૭ તેથી પરણોને તમે પ્યારી, કહે કેવળ મનડે વિચારી; વળી બો
લતા બેડી ગંવારીરે. હો૦ ૮ ।। ઢાળ ૯ ।। દેશી છઠી ઢાળની.
દાવો નહિ દીયરીયાજી, અમ ઉપર તો લગીર; હવે હુતો નહી
કઉજી દાતણ લોટો નીર. દાવો નહી દીયરીઆજી અમ ઉપર તો
લગીર. આંકણી. ૧ અચો તમારો આજથીજી, અમો ન વેઢીએ
કેસ; ફાવે ત્યાં ફરતા ફરોજી, પડયોછે આખો દેશ. દા૦ અ૦ ૨

ગમે તો લાવો ગોરડીજી, ગમે તો ગોસાંઇ થાઓ; ગમે રહો આ ગામમાંજી, નહી તો ગમે ત્યાં જાઓ. દા૦ આ૦ ૩ વાંઢા સંગે વાતડીજી નહી કર્યા નો ધર્મ; અમારે અબળાને વળીજી. એ છે મોટો મર્મ, દા૦ અ૦ ૪ વાંઢાના વિશ્વાસમાંજી, જાય ભલેરો ભાર; માટે પરણી આવજોજી, નેમ અમારે દ્વાર. દા૦ અ૦ ૫ એમ સૌ કે નારીયોજી, કરનારી વડેરી વાત; પરણી થાય પોતા તણીજી. નિશ્ચે નેમીનાથ દા૦ અ૦ ૬ ઝાઝું કહુતો જાદવાજી પાર ન પામુ આજ ; છેલી શિખામણ માહરીજી, માનોને મહારાજ. દા૦ અ૦ ૭ બે ચારતો રહી લાવવીજી. પણ લાવો નારીએક; એમાં નહી થાય છુટકોજી, નેમનગીનજી નેક. દા૦ અ૦ ૮ હા કહો હેયુ મુકીનેજી, પરણ્યામાં છે લાવ; કહુ છુ તે માનો ખરૂજી, દાખવો આજનો દાવ. દા૦ અ૦ ૯ હુતો કહુ તમ કારણેજી, વળી વાર અવાર; પરણો તો ઘણુ પાધરૂજી, છેલા આ ઉચાર. દા૦ અ૦ ૧૦

દોહરા. ગંધારી કહી એટલું, થાકી તેણે ઠામ; કેવળ કેછે માહરા, તોય ન બોલ્યા સાંમ. ૨ સતભામા તો સજ થઇ, બોલે કઠણ વચન; તેતો સરવે સાંભળો, કેવળ ધરીને મન. ૨ ાા ઢાળ ૧૦ ાા પરનારીની પ્રીત ભવોભવ છંડીએ લલનાં. એ દેશી. સીહને એવડું બોલ્યા સૈઅર રેને છાંનડી લલનાં, પરણ્યા તણી તો વાત નથી કાંઇ નાંનડી લલનાં બળીયા હશે બળવંત અંગ આજ આવીયોં લલનાં, ભાભીઓ કેરો બોલ એકે નવી ભાવીઓ લલનાં. ૨ કાયર પુરૂષ નેમ પરણે શુ તે પદમણી લલનાં, સમરથ કેરૂ છે કામ જેને હુશ હૈએ ઘણી લલનાં. ૩ નારી તણા નહી ખેલ નારી હસ્તી તુલ્યછે લલનાં, જેને તે હોશે તે હામ તેને મન શુલ્યછે લલનાં. ૪ નારી માગે વળી વસ્ત્ર ઉત્તમ અંચલ ઓપતાં લલનાં, આપે નહી જો નાવ રામા રહે કોપતાં લલના. ૫ નારી માગે ઘણા ઘાટ હાટક કેરારે વડા લલના, મહી અમુલક નંગ હીરા અતીરે જડયાં લલના. ૬ નારી માગે નીત નીત નવીન જુદી જાતનાં લલનાં, તે કેમ નેમથી થાય પુરાં ભાત ભાતનાં લલનાં. ૭ કરે શુ

નેમ સીપાત પોષણુ પુરૂ નારનુ લલનાં, હામ વાળાનુ છે કામ વળી નર ઉદારનુ લલનાં. નેમજી નિશ્ચે નાદાર ખરચ તેતો શું કરે લલનાં કેવળ દાસના સ્યાંમ છોને વાંઢાજ ફરે લલનાં. ૯

દોહરો વીધવીધ વામા માગશે, તેથી કેમ અપાય; માટે કેશે નેમજી પરણ્યા કેરી નાય. ॥ ઢાળ ૧૧ ॥ સમુદ્રવીજય કુળ ચંદલોરે, સાંમળીયાજી એ રાગ, રમણીક બોલ્યાં રાધીકારે, રંગ રાખોજી; જાણ્યું મેંતો જરૂર મુખડે ભાખોજી, નારો લાવો નર નેમજીરે. રંગ રાખોજી. સમનેજી શુભ ઉર મુખડે ભાખોજી. ૧ ચીંત્યા મુકી દઈ ચીતનીરે, રંગ રાખોજી; પરણો રૂડી પેર. મુખડે ભાખોજી, પુરૂ કરીશુ બેઉનુંરે રંગ રાખોજી અમે અમારે ઘેર, મુખડે ભાખોજી. ૨ બત્રી સહુસ્રને આઠ છેરે, રંગ રાખોજી; કાનજી કેરી નાર મુખડે ભાખોજી તેમાં તે એક તમારીનોરે, રંગ રાખેજી; ગણે નહીં કાંઇ ભાર મુખડે ભાખોજી. ૩ ખાવો પીઓને કરો ખુશીઆંરે. રંગ રાખોજી ખરચો જોતા દામ; મુખડે ભાખોજી, પરણીને રૂડી પ્રેમદારે, રંગ રાખોજી; રહો અમારે ધામ. મુખડે ભાખોજી. ૪ ॥ ઢાળ ૧૨ ॥ રાગ ઉપર મુજબ. ત્યારે તે બોલ્યા નેમજીરે નહી માનુજી ભાભી સુણો વાત નથી કાંઇ છાનુજી; નારો લાવ્યા નર તેહનેરે નહી માનુજી, સુખ નહી એક સાત નથી કાંઇ છાનુજી. ૧ રામજી દુખ પામ્યા ઘણુંરે નહી માનુજી. નારી કેરે કાજ નથી કાંઈ છાંનુંજી; રાવણ રોળયો નારીએરે નહી માનુજી, ગઢ લંકાનો માહારાજ નથી કાંઇ છાંનુજી. ૨ દંપતી કેરે કારણેરે નહિ માનુજી, કૌરવ ફોજ કટાઇ નથી કાંઈ છાંનુજી; પાંડવ દુખ પામ્યા વળીરે નહિ માનુજી, તે પણ તેની લઢાઇ નથી કાંઇ છાનુજી. ૩ એ બીના બીજા દાખલારે નહિ માનુજી, છે શાસ્ત્રોની મધ્ય નથી કાંઇ છાંનુજી; વાર વધે વિસ્તારતાંરે નહિ માનુજી, ભાભી ભાળો સધ નથી કાંઇ છાંનુજી. ૪ સુખ નહિ નારી વિશેરે નહિ માનુજી, નારી દુખ ઘણાંણુ નથી કાંઈ છાંનુજી; નીચમાં નીચ નારી કહીરે ન-

હિ માનુજી, નિશ્ચે નરકની ખાણ નથી કાંઇ છાંનુજી. ૫
દુહા. રાધાજી કે નેમને, બોલ્યા એ શુ બોલ; નારી સૂખની વેલડી, કોણ નારીની તોલ. ૧ નારી ખાણ નગીનની, ભામનિ કે નહિ ભુલ્ય; તમ સરખા તે નીપજે, તેથી રત્ન અમુલ્ય ૨ તે સુણતાં શરમાઈને, હશીયા નેમ કુમાર; નિચિ નજરે ન્યાળીને કર્યો નહિ ઉચ્ચાર. ૩ હસતાં દેખી હશી પડયો, શામા કેરો સાથ માન્યુ માંન્યુ મુખ કહી, તાળી લીધી હાથ ૪ વધાઇ મોકલી વેગશુ, હુંશ ધરીને મન; વળતી નેમને નારીઓ, આવ્યાં આપ ભોવન. ૫ ॥ ઢાળ ૧૩ ॥ રતનશ્રી ગુણ મીકડારે. એ દેશી વધાઇ ચાલી વેગશુરે દ્વારમતી તે માંય: નેમ તે વિવાહ માની-યોરે તેવુ જાણ્યુ સર્વે ત્યાંય વધાઈ ચાલી વેગશુરે, આંકણી કૃ-ષ્નએ કાને સાંભળીરે, નેમ વિવાહની વાત; સોના ટકો સહસ્ત્ર આપીઓરે. રૂદે થઇ રળીયાત. ૨ રંગ ઉમંગ અંગમાંરે વાધ્યો સુવાદે માય રાજી થયા સૂણી વાતડીરે, નેમ તણા પીતાય વ. ૩ કૃસ્ન કહે અની કોડથીરે, બળીઆ વીર બળદેવ; નારી લાવવી નેમનેરે, આપણે જો તતખેવ. વ. ૪ કન્યા તો જોએ ફુટડીરે, નીપુણ ગુણ નીધાન; ઊંચા કુળની લાવવીરે, રૂપે રંભા સમાન વ. ૫ બળદેવ બંધવ બોલીઆરે, સુણો વીર વિવેક નગરમાં નીરખી આપણેરે, કન્યા કુવરી. એક. વ. ૬ ઉગરસેન ઘેર બેટડીરે રૂપ અનુપમ સાર જુગતે જોડુછે નેમનુંરે. નામે રાજુલ નાર વ ૭ કાન કહેછે કામનારે, સુણી કરોછો વાત કોઇને મુખડે સાંભળીરે તમે ભાળી કોછો ભાત. વ. ૮ દુહા. બળદેવ કેછે કૃશ્નને, મેં તો નજરે જોઇ એવી બીજી ભામનિં ભુતળમાં નહિ કોઇ. ૧૮ રૂપે રતિની તુલ્યછે ગુણનીતી ભંડાર: ચતુરા ચંચળ ચીતમાં, લક્ષણ વીસને બાર. ૧૯ શાસ્ત્ર ભણેલી સુંદરી નહિ ખાંપણ કે ખોડ: ઊંચા કુળની એ વળી. નેમ નગિનની જોડ. ૨૦ વચન સાંભળી વીરનાં, કૃષ્ણ કરવા કામ; કેવળ કે ત્યાંથી ગયા ઉગર સેનને ધામ. ૨૧ ॥ ઢાળ ૧૪ ॥ હલકે આવીરે સાંડણી, એ

દેશી ધનરે ઘડીરે દીન આજને, કહે ઉગરસેન રાય; કૃષ્ણ આ-
વ્યારે મુજ આંગણે, ચાલી પોતાને પાય ધનરે ઘડી દીન આજ-
ને આંકણી. ૧ સીંહાસન આપ્યુંરે બેસવા આપ્યાં શ્રીફળ પાન;
વાયુ ઢાળેરે વળી વેગથી, દઇને આદરમાન. ધનરે. ૨ ઉગર તે
સેન એમ આચરે, કેમ એકલડા નાથ; રથ કે ઘોડરે નથી પાલ
ખી નથી અનુચર સાથ; ધનરે. ૩ પાવન કીધુંરે તમે. માહારૂ
આવી આંગણુ આજ; એમ સરખુરે કાંઇ કીજીએ, હોય કરવાનુ
કાજ ધનરે. ૪ કૃષ્ણ કહેરે અમે આવીઆ, કરવા વેવઇશાળ; અ-
મારો તે નેમ નગીનો, તમારી રાજુલ બાળ, ધનરે ૫ જુગતે
જોડુ એ સાંભળી, આવ્યો તમારે ધાંમ; સગાઈ કરોને રાજે નેમ-
ની એછે અમારે કામ. ધનરે ૬ ઉગર તે સેન એમ ઓચર્યા
ધન્ય માહારો અવતાર; તનીયા તે રાજુલ માહરી, પાંમે નેમ
ભરથાર. ધનરે ૭ શ્રીફળ આપ્યુંરે શ્રી કૃષ્ણને, બોલી વિવાના
બોલ; સગાઇ કીરે રાજુલ નેમની; ત્યારે વાગ્યાં ત્યાં ઢોલ ધન
રે. ૮ કૃષ્ણજી કે છેરે કોડથી સાંભળો ઉગર રાય લગન લેવુ છે
રૂકડુ જેથી વહેલુ પરણાય. ધનરે ૯ સુણો જોશીડા તેડાવીઆ
જોવા શુભ લગન; લગન લખીને આપ્યુ બ્રાહ્મણે જે દીન નહિ
વિઘન. ધનરે. ૧૦ ઉગાર તે સેન કહે માહારે ખાડુ ખટે ના ઘેર
જાન જબરી લેઈ આવજો પરણાવા રૂડરી પેર, ધનરે. ૧૧ કબુલ
કરીને કૃષ્ણ ઉઠીયા બેઠા મેનાની માંય રંગ વાધ્યોરે રંગમેહેલમાં
કેવળ કેછે ત્યાંય. ધનરે , ૧૨ દુહો. શ્રાવણ શુકલ પંચમી માં
હીજ મંગળવાર લગન લેઇ તે દીનનુ આવ્યા કૃષ્ણ દુવાર. ૨૨
॥ ઢાળ ૧૫ ॥ ઓખા હરણની દેશી મેનો ઉતારી કર્યાં વી
દાય કૃષ્ણ મનમાં હરખ ન માય કહે કરી નેમ સગાઇ તેની
ચાલી ત્યાં તો વધાઇ ૧ ઉગ્રસેનને ઘેરજ બેટી નામે રાજુલ ગુ-
ણની પેટી તે કન્યાને વર છે નેમ મળ્યું જોડુંજ જોઇતુંજ જેમ.
૨ સુણી ખુશી થયો સૌ સાથ; નેમ વિવાહ કેરી વાત રાય સ-
મુદ્રવીજ્ય ઘર આગે. રાગ રાગનાં, વાજા વાગે. ૩ ગાય માનની

મંગળ ગીત, આણી મનડે અતા પ્રીત; લગન દીન રહ્યા છે નજીક, ઠાઠ જમારા માંડયો ઠીક. ૪ કંકોતરીઓ લખાવી અપાર, માંહી કેસર છાંટી સાર; તેતો મોકલી દેશોદેશ. કેકવહેલા; તેડાવ્યા નરેસ. ૫ નિત ગાવાનો કર્યો ઠરાવ, જેથી નેમને પોકે લાવ; વેંચે ખારેક ખોબા ભરી, તેમાં કોફળ વેંચે હરી. ૬ પુરૂષોને ઉપર પાન, ભાટ બ્રાહ્મણને દે દાન; બીજી સામગ્રી થાય અપાર, વેગે વીવા તણી નિરધાર. ૭ આતો અહિ સરવ કહેવાય ઉગરસેન ઘરે શું થાય; તમે સાંભળો હવે તેહ, કહે કેવળ ધરીને નેહ.

॥ ઢાળ ૧૬ ॥ રતનશી ગુણ મીઠડાંરે, એ દેશી. ઉગરસેનને આંગણેરે, માંડી કામા ગણેશ; સામગરી સજે સૂખથીરે, વીવા તણી વીશેષ; ઉગરસેનને આંગણેરે, આંકણી. ૧ વાજાં વાગે રૂડા રાગનાંરે, દીનમાં ચારે વાર; નોબત ગડગડે નેકનીરે, પોળ તણી તે બહાર. ઉગર. ૨ વડીઓ મુકે વામા વેગથીરે, મુખડે મંગળ ગાઇ; વીધ વણે પાપડોરે ચીત ચતુરા દઇ. ઉગર. ૩ સેવો વણે સૂત તાંતણારે, આણી અતી ઉમંગ; લીલી પીળી ધોળી રાતડીરે: તે રીતે મહી રંગ. ઉગર. ૪ સીધાં તે સરવે સજ કર્યાંરે, સુધારી અનાજ; કંદોઇ તેડયા કોડથીરે, જાદવ જાનની કાજ. ઉગર. ૫ ગાવા આવે ગોરી તેહનેરે, બેસવા મસરૂ મોદ; ખારેકો આપી ખોબલેરે, ભરાવે ભારે ગોદ. ઉગર. ૬ રાજુલ કેરી માવડીરે, ગાનારીઓને નીત; માન આપે મોટે મનથીરે, પુરી ધરીને પ્રીત. ઉગર. ૭ માડવાનો વળી માંડીઆરે, કરવા અતી આરંભ કારીગરી કરે કારીગરોરે કોચ્યે કમાનો સ્થંભ ઉગર. ૮ ચકોર ચિતારા ચીતરેરે, છબીઓ નવરંગ સાર; કેવળ કહે એમ માંડવોરે તતબીરે થાય તેયાર. ઉગર. ૯ દોહરા. માંડવડો ચીતરાય છે, શાસ્ત્ર સુરી પ્રકાશ; આગળ કહીશ હુ એહનો, અથ ઇતિ ઇતી હાસ. ૨૩ વાજાં વાગે આંગણે, ગોરી ગીતજગાય; તે દેખી રાજેમતી. મનડામાં મકલાય. ૨૪ રાજુલ હવે રાજી થઇ કેવો કરે વિચાર; તેતો સરવે સાંભળો, કેવળ કહુ આ ઠાર. ૨૫

॥ ઢાળ ૧૭ ॥ દેશી છઠી ઢાળની, રાજુલ તો રૂદીઆ વીસેજી કરે વડેરા વિચાર મન ગમતુ મલ્યુ સાસરૂજી મુજને નગરી મોજાર; રાજુલ તો રૂદીઆ વિશેજી, કરે વડેરા વિચાર. આંકણી ૧ પુરવ પુન્યજ મેં ઘણાંજી કીધાં હશેજ અનંત, તેનાં ફળ ઉદે થયજી મળીઆ મુને ભગવંત. રા કરે.૨ કાને જેવો સાંભલ્યોજી તેવો પામી હુ નાથ. અવનવુ સુખ બહુ ભોગવુંજી પરણી સાથ. રા. કરે. ૩ વર પાપી વરણાગીઓજી નીરમળ નેકી નેમ, જુગતે જોડુ માહરૂંજી એ હીરોને હુ હેમ. રા. કરે. ૪ જેઠ જાદુ કૃશ્ન મલ્યાજી સમુદ્રવીજય શશૂર, સુવાદે જાયા તણોજી આનંદ મારે ઉર. રા. કરે. ૫ વશતારી વડા તણોજી મુજને મલ્યો પરીવાર. રીધી અને સીધી વળીજી તેને અપરંમ પાર રા. કરે. ૬ રાજ કરે બહુ દેશનાંજી કૃશ્ન રૂડી પેર, ધન અવતાર માહરોજી વીવા તેને ઘેર. રા કરે. ૭ કસુર નહીં કો વાતનીજી માહરે મન લગીર, ઈચ્છાવર આવી મળ્યોજી, ગુણ સાગર ગંભીર. રા. કરે. ૮ પરણીને પીએરમાંજી આવું નહી દીન એક, સાસરે સૂખ હુ ભોગવુંજી વાલપ રાખી વિશેક રા. કરે. ૯ માનીતી કરી થાપસેજી નેમ નગીનજી નાવ; માગીશ તેનો આપશેજી તેનો તનમાં લાવ રા કરે. ૧૦ માયા તો મા તાતનીજી રહેજો અખ્યાતી એમ, હવે તો હેડે ચોટીઓજી પાતળીઆનો પ્રેમ. રા. કરે. કેવળ કે એ કલ્પનાજી રાજુલે કરી અત્ર વળતી મન મકલઈનેજી લખવા બેઠી પત્ર રા. કરે. ૧૨ ॥ ઢાળ ૧૮ ॥ ગોકુળ વેહલા પધારજોરે. એ રાગ સરસ્વતી શુભ સ્થાનતોરે, સેહે દ્વારીકાં ધામ હોલાલ. તેમાં વસો વડા તમેરે, નીરમળ નેમજી નામ હો લાલ. વાલમ વેહેલા પધારજોરે, આંકણી. ૧ કુવારે અંતે પુરથીરે કુવારી લખીતંગ હો લાલ. ઉગરસેન રાયની બેટડીરે રાજુલ અંગ ઉમંગ હો લાલ વાલમ. ૨ વંદ્રા વાંચજો માહરીરે; હેતે જોડી કહુ હાથ હો લાલ. અત્રે ખુસીમાં હું ખરીરે સાતસેં શેયરો સાથ હો લાલ, વાલમ ૩ તમ કુસળનો કંથજીરે લખજો જરૂર જવાબ હો લાલ. વીગતે

વાંચી પટ માહરોરે, બીજો પાઠવજો આપ હો લાલ.૪ વાલાં તમ શું વીવા કર્યારે, ત્યારે વાધ્યાં બહુ સુખ હો લાલ. નામ જાણતાં નાથજીરે મનમાં વરશ્યાં પીયુ સુખ હો લાલ. વાલમ. ૫ માને બાપ તો માહરારે. મુખડે ઝાઝું મલકાય હો લાલ. આખા ગામની ગોરીયોરે. ગુણ તમારા ગાય હો લાલ. વાલમ. ૬ કીરતી સાંભળી તમતણીરે, મારૂં ચલેછે ચીત હો લાલ. જેમ જેમ જાયછે દાહડાડલારે, તેમ તેમ વધેછે પ્રીત હો લાલ. વાલમ. ૭ મનડું લાગ્યુ છે માહરૂં રે તમશું નેમ નગીન હો લાલ; જંપ વળે નહીં જામમાંરે, જાય દોહલા દીન હો લાલ. વાલમ. ૮ હેત તણા હૈયા વિશેરે થાય અતી ઉચાટ. હો લાલ. વૈભવ વડેરો માંડવારે, ઘડું ઘરમાં હું ઘાટ હો લાલ. ૯ પરણી આવીને પાધરીયે, કરૂં કોડે વિલાસ. હો લાલ. પેહેરી ઓઢીને પેઉજીરે, ફરૂં તમારી પાસ. હો લાલ. વાલમ ૧૦ લાડ કરીસ તમ કને, રેજોતુ માગીસ જરૂર. હો લાલ. વાતો કરીશ વેગથીરે, ત્યારે ઠરે મુજ ઉર હો લાલ વાલમ. ૧૧ સુખના સાગર શામજીરે પુરી કરો એ આશ હો લાલ. જાન જબરી લઇ આવજોરે કહેછે કેવળ દાસ. હો લાલ. વાલમ. ૧૨ દુહા. કાગળ લખીને આપીઓ, દાસી કર મોઝાર; જઇને સુપજે શામાને, કેછે રાજુલ નાર. ૨૬ એકલી અહિથી ચાલજે, કરીશ નહી સંગાથ; ઝટપટ જઇને આપજે, નેમજી કેરે હાથ. ૨૭ વળતાં કાગળ લાવજે, જરૂર આનો જવાબ સુખડે કેજે એટલુ, રાજુલ કરે સંતાપ ૨૮ દાશી ગઇ તે દોડતી, નેમજી કેરી પાસ; કાગળ મુકયો કર વિષે, આણી મન ઉલાસ. ૨૯ વેગે વાંચી જોઇને, કર્યો મન વિચાર; નેમ કહે નહિ છુટકો, લખ્યા વિના નિરધાર. ૩૦ ॥ ઢાળ ૧૯ ॥ પરનારીની પ્રીત, ભવો ભવ છંડીએ લલનાં. સવસ્તી શુભ સંસ્થાન, કુંવારૂ અંત્યે પુરતો લલનાં; વસે ત્યાં રાજુલ નાર, આશા એને ઉરતો લલનાં ૧ લખે છે નેમનગીન, પત્ર વાંચી તમ તણો લલનાં; તેમાં તમે તો લખેલ, ગરવ નારીરે ઘણો લલનાં. ૨ તેવું તે લખવું આજ, તમારે ઘટે

નહિ લલનાં; લખ્યું હશે જે લીલાટ, તે તો સૌ થશે સહી લલનાં. ૩ પાણીજ પેલાં પાંજાર. કદી ન ઉતરીએ લલનાં: પરણ્યાજ પહેલો વિલાસ, નારી નવ ધારીએ લલનાં. ૪ વિચારશું ક્યારે જાય, પાછુ પેસે મુખમાં લલનાં; તેથી તે છંડી નાર રહો રૂડા સુખમાં લલનાં. ૫ આડી હોય જો રાત, વાતો તે ન કીજીએ લલનાં; એક અરીહંત દેવ, તેનું નામ લીજીએ લલનાં. ૬ વીધ વીધ પાળી ધર્મ, કર્મ બાંધ છોડવો લલનાં; પડે જો સંકટ તોય, ટેક નવ તોડવો લલનાં. ૭ સુક્ષમ બાદર જીવ, ચાલો તેને જાળવી લલનાં; દયા દીલમાં અથાગ, પ્રીત રાખી પાળવી લલનાં. ૮ એછે સરવમાં સાર, દોસ્તી એની દાખવો લલનાં; મુકી દ્યો મનનો મોહ, ઝાઝો નવ રાખવો લલનાં. ૯ ફીકર કરજો ફોક, વરધે વેહેલા આવસું લલનાં; કેછે કેવળના શામ, જાન રૂડી લાવસું લલનાં. ૧૦

દુહા. નેમે લખીને આપીઓ, દાશીને તે જવાબ; શામા પટ લેઇ સંચરી, એકલી આપો આપ. ૩૧ જઇને ઝડપ તે મુકીયો, રાજુલ કેરે હાથ; હુંશે લેઇને ચાંપીયો, કાગળ રૂદીયા સાથ. ૩૨ વળતી વાંચી જોઇને, સમજી સરવે મન: દાસીને કે કંથડે, કીધાં શાં જ વચન. ૩૩ દાસી કે નથી બોલીઆ નક્કી છે એ સરત; વાંચી ને લખી આપીયો, કાગળ મુજને તરત. ૩૪ રાજુલ વાત રહી હવે, મંડપ થયો તૈયાર. રચના તે કેવી રચી, તેનો કહું વિસ્તાર. ૩૫

ાાઢાળ ૨૦ ાા મી. રાગ ઓખાહરણની દેશી. મંડપ રચના રચી છે સારી, દેવ સરખા જુવે ધારી ધારી; આરસપાણની બાંધી છે કોર, માંહી પાથર્યો કાચ બીલોર. ૧ હાંડી તખતા અને ઝમરૂખ, જોતાં મહી જણાયજ મુખ; સ્થંભ કોર્યાને ઘાલ્યા છે મણી, તેથી શોભા તે સૂર્યની બણી: ૨ દ્વાર કમાનો સામાસામી. ચીત્ર જોતાં તે નહી કશી ખામી; મહી ચીતરયા પંડીત ભણતા, મહી નાચ્યાવટી નાણું ગણતા. કેક ચીતરયા દેશ નરેશ તેમાં ફેર નહી લવલેશ; મહી ચીતરયાં ઇંદ્ર ઇંદ્રાણી, જાણે વદસે મધુરી તે વાણી. ૪ મહી ગાંધ્રવ ચીતરયા સાર, જાણે કરશે તે સુખ ઉચાર; મહી

ચીતર્યા બાઝતા મલ્લ, એક એકનું જબરૂં બળ. ૫ મહી ચીતર્યા હસ્તીને ઘોડા, સામા સામી બબેના જોડા; ઉપર બેઠા અનામાં અસ્વાર, જોતાં જણાય મહા જુજાર. ૬ મહી છબીઓ સિંહ વીકરાળ, જાળ દેશે તે ત્યાંથી ફાળ; મહી ચીતર્યા પરવત પાહાડ, ઝાંઝાં ચીતર્યાં તેમાં ઝાડ. ૭ સાગ સીસવ સુખડ સારી, આસો પાલવ ચીતર્યાં ધારી; આંબે કેરીઓ લટકે ઝાઝી, જાંબુ જાંબુડે રહ્યાં બાઝી. ૮ તેવી વનસ્પતિ ભાર અઢાર; મહી પંખી તણો નહી પાર; મહી પોપટ મેંનાંને સુડા, બેઠા પાંજરે બોલે રૂડા મહી ચાતક ચીત ચકોર મહી કાઢયા કળાએલ મોર; મહી કોયલ અંબને ડાળે, જાણે બોલશે રાગ રૂપાળે. ૧૦ તેવાં ચીત્ર પંખીનાં સાર તેની સંખ્યા તણો નહી પાર; મહી ચીતર્યા ચંદ્દને સુર, તેથી શોભા બની ભરપુર. ૧૧ જુદી જાતનાં કેવાય જેહ. ચીત્ર કહાડયાં છે સરવે તેહ; મહી મોતીલતાવો લેકે, મહી ફુવારા અતર બેકે. ૧૨ જળ હળ તે ઝળકે જોત, જાણે ઉદે થયાજ ઉધ્યાત; મહી રૂડા ભર્યા છે રંગ, જોતાં માંડવો થાય ઉમંગ. ૧૩ ભીંતો સોના રૂપાની રસેલી, જાણે શોભા તે સુર્યની મેલી; આતો ઉગરશેન અવાસ, કહે માંડવો કેવળદાસ. ૧૪

દુહા. એ રીતે અહીં માંડવો રચીઓ રૂડી પેર; ધામ ધુમ ધમકી રહી, ઉગરસેનને ઘેર. ૩૬ આનંદ ઓછવ થાયછે, મંડપ કેરી માંય; છગન કે શુ નીપજે હવે કૃશ્નને ત્યાંય. ૩૭ ાાઢાળ૨૧ાા રાતો ઘોડો રણ પાખરીઓ, શ્રેન ધર્યો સણગાર જોને. એ દેશી. શોભાવી દીધાંછે સરવે, રંગી રૂડાં ધામ જોને; તેજસ્વી તો દીસે તેમાં, મીનાકારી કામ જોને. ૧ માંડવડાની રચના કેતાં, પામુ નહીં હુ પાર જોને; ઇંદ્રાસનથી અદકી શોભા, બનીછે તે ઠાર જોને. ૨ નીત્યે નવલા નવલી તેમાં, નટા રંગો થાય જોને; આગણાં આગળ બેસી પુરની, નારીઓ નેમને ગાય જોને. ૩ દેશો તે દેશના આવી પોકયા, જોને જવા રાજા જાને; શેનાપતી આવ્યા સાથે ડંકા દેતા ઝાઝા જોને. ૪ સગાંને સંબંધી આવ્યાં, અતી અલંકાર

જોને; એક એકને આદર દઈને, કૃશ્નજી ઉતારે જોને. ૫ ઝાઝા મા ને જમવા સૌને, બળદેવજી બોલાવે જોને; તે દેખીને શેહેરના સજજન, રૂદીએ રાજી થાવે જોને. ૬ નર નારી તો સરખે સરખાં, બધી કરે વાતો જોને; જરૂર જઈશુ જાંને સરવે, મુકવી નથી આતો જોને. ૭ કોઇ કહેછે બગીએ બેશી, આપણ જઈશુ જોડે જોને; કોઈ કહેછે રથમાં આપણ, ગાણાં ગઈશુ કોડે જોને. કોઇક વહુઅરો મરીઆદામાં કેછે કંથને છાને જોને; રજા આપો રાજી થઈને, મ્હારે જાવું જાને જોને. ૯ કોઈક સરખા સોખીલા તે, વદે વડી વાણ જોરે; કોઇ કહેછે વરઘોડામાં, જોજો મહારી બાણુ જોને ૧૦ કોઇ કહેછે ચારઠ જોડી, સૌની આગળ જઈશું જોને: કોઈ કહેછે વેહેલે બેસી, અમે ધીતો પઈશુ જોને. ૧૧ એ રીતે તો કેવળ કેછે, બોલે જાદવ બોલ જોને; નર નારીએ નકી કરયાં. જાંને જાવા કોલ જોને. ૧૨ દુહા. સામાન સજે સૌ સ્નેહથી, જઇ પોતાને ઘેર; રાજી થઇ રૂદીઆ વિસે, નર નારી તે પેર. ૩૮ કુટુંબ કબીલા સહીતને, જમાડી ઝાઝે માન; સાદ પડાવ્યો શેહેરમાં, કૃશ્ન જોડવા જાન. ૩૯ પીઠી ચોળી નેમને, અતી સુગંધીદાર; નાર ચીકે નવરાવીયા, હેમ કળસ લઇ સાર. ૪૦ શણગારીને નેમને, કરે હવે તઇયાર; કેવળ કહેછે કોડથી, તેનો કહુ વિસ્તાર. ૪૧

॥ ઢાળ ૨૨ મી ॥ મામેરાની દેશી. જાદવા વરઘોડે ચઢે, આં કણી. અંગ આભુશણો આની ઓપતાં, પેરી નેમ નગીનજી નાથ. જા. ૧ કડાં પુચી બાજુબંધ બાંધીઆં. સોના સાંકળા શોભાવી હાથ. જા. ૨ દશે આંગળીએ વેઢને વીંટીઓ, ભારે નંગની પેરી જડીત. જા. ૩ કોટે મોતી માળાંઓ મહા મુલની, પેરી પુરી ધરીને પ્રીત. જા. ૪ કાને નવ લખી કુંડળ શોભતાં. ઉપર વાળીએ ઘાલીને વેળ. જા. ૫ માથે મુગટ તે બંધ રૂડુ મોળીયુ મુકી હીરા માણેકનું જડેલ. જા. ૬ મોતી તોરા લટકે એ મોળમાં, ઉપર શોભે કલંગી સાર. જા. ૭ અંગે જરકશી જામો પેરીઓ, તેનાં તેજ તણો નહી પાર. જા. ૮ કમળા કુમકુમ ટીંકર લેઈને, કરયું તિલક

નેમને ભાલ. જા. ૯ વળી અંજન કરયું કાજળ આંખમાં, તેને ટપકુ કરયુ એક ગાલ. જા. ૧૦ માથે ખુંપ નાખ્યો મોતી માળનો કેડે ધાલીજ હેમ કંદોર. જા. ૧૧ પગે પેરી મોજડીઓ મોતી ભરી, ખભે શેલું મુલદાર. ૧૨ કરમાં શ્રીફળ ફોફળ બીડલા, ભરી પસલી માંહિ મોહોર. જા. ૧૩ ચઢતાં ઘોડે દુંદભી ડંકા વાગીઆ, બીજાં વાજાં વાજે ઘણુ ઘોર. જા. ૧૪ રૂક્ષમણી ગ્રહી રામણ દીવડો, માથે મુકયો મોતી બંધ મોડ. જા. ૧૫ બીજી બની ઠની ગત્ય ગોરીઓ, કહે કેવળ ધરીને કોડ. જા. ૧૬ ॥ ઢાળ ૨૩ મી ॥ રાગ ઉપર પ્રમાણે. શોભા શી કહું તેહની. આંકણી. ગાવા મળી ગોરડીઓ સૌ ગામની, સજી સોળ અંગે શણગાર; શોભા શી કહું તેહની, બત્રીસ સહસ્ર ગોપીઓ મળી ક્રષ્ણની, તેતો એક એકથી બના સાર. શો. કેક મોતી પરોવ્યાં વાળ વાળમાં, તેમાં સેંથે ભરેલ સીંદુર શો. સૌ પગે કલ્લાંને કાંબી ઘુઘરા, કેકે પેરીઆં ફુલ નેપુર. શો. ૨ હાથે ચંદન ચુડાને રૂડી ચુડીઓ, તેમાં ગુજરીઓ તે વીશાળ શો. કાને લટકે ઝુમર ઝાલ લોળીઆ; વળી પેરી દામણીઓ કપાળ. શો. ૩ તેમાં ચોકણુ ચોડયાં કેક ચાંદલા, કેકે ટીલડીઓ કરી આડ. શો. કેને નાકે કાંટાને કેને વાળીઓ, એહ ફરતી મોતી તણી વાડય. શો. ૪ સૌની કોટે કાળીગાંઠી, પાટીઆં, ઉપર ઝુમણુ હેમનો હાર. શો. અંગળ વસ્ત્ર પેહેરયાં અતી ઓપતાં કેને સાળુ કસબની કોર. શો. ૫ કેકે શાળાં પેહેરયાં ને કેકે સાડીઓ, કેકે ચુંદડીઓ ને ચીર. શો. કેકે ઘરચોળાં બાંટ ઘણાં પેહેરીઆં, વાંકા અંબોડા વાળીને શીર. શો. ૬ ઘુઘરપેટ પેહેરયાં કેકે ઘાઘરા, તેની ઘુઘરીઓ ધમધમ થાય. શો એવીરીતે અલંકાર અતી સજી, સર્વે નારીઓ નેમને ગાય. શો. ૭ છપન કોટી કુંવરો જાદવ તણા, સાથ થયા ઘોડે અસ્વાર. શો. બીજા બન્યા વના ત્રુતરયાં થકી, તેપણ તેવા સજી શણગાર. શો. ૮ કડાં કંદોરા વેઢને વીંટીઓ, તેમાં નંગનું તેજ અથાગ. શો. સાલ દુસાલો શેલાં ખભે ભલાં, વળી માથે મુગટ બંધ પાગ. શો. ૯ ખામી નહી પોશાગ શણગારમાં, જાણે

ચઢયા દશાવરી ભુપ. શો. વના વાંકડા અને દીસે કાંકડા, એક એકથી અદકે તે રૂપ. શો ૧૦ કૈંક બગીએ બેઠાને કૈંકે ચારકે, કંઇક વેહેલે બેઠા વરી વાહાલ. શો. કાંઇક મેને બેઠા મુકી જાળીઆં, કાંઇક છારૂં બેઠા સુખ પાસ. શો. ૧૧ કાંઇક પેહેરી ઓઢીને બેઠી નારીઓ, ગાવા રથમાં તે રૂડા રંગ. શો. કાંઇક બેઠી સૈયરો સઘ-રામમાં, છારૂં ધવતાં લેઇને સંગ. શો ૧૨ કાંઇક હુંસે બેઠા સાજન હાંથીએ, ઉપર સોનેરી સજીને સાજ. શો. આગળ હસ્તી ઉપર નોબત ગડગડે, એનો આનંદ થાય અવાજ. સો. ૧૩ બીજા ડંકા દીસે ઉંટ ઘોડલે, આગળ પચરંગી ફરકે નીશાન. શો. હય હાથી બળદ બહુ શણગારીઆ, ઉપર નાખી ઝુલો જરીઆન. શો ૧૪ છત્રીં લાખ સંઘાથે વાજાં વાગતાં તેથી, ગાજી રહ્યું બધું ગામ. શો નરનારી સજ્જન સૌ શેહેરનાં. જોવા મળીઆ મુકી પોતે કામ. શો. ૧૫ ઇંદ્ર આવ્યા જોવા ઇંદ્રાપુરથી. લેઇ ઇંદ્રાણીઓને સાથ. શો. દેવ આવ્યા વઇમાન બેસી વડા, જોવા વરઘોડે નેમીનાથ શો. ૧૬ આવી અદકો તે ઠાઠ જામ્યો આંગણે કહેતા કહી ન શકાય ભરપુર. શો. હવે ચાલતો થયો વરઘોડલો, કહે કેવળદાસ જરૂર. શો. ૧૭ દુલા વરઘોડો સઉ દેખીને. રાજી રૂદીએ થાય; વેગે વધાવી નેમને, ગુણ તે ગરવા ગાય. ૪૨ કોઇ કહે ધન નેમજી, પ-રણે રાજુલ નાર; કોઇ કહે રાજુલ ધન, પામી નેમ ભરથાર ૪૩ અન્યો અન્ય એમ નેમના કરે કંક વખાણ; કંઇક વખાણે નારને રાજે સતી પરમાણ. ૪૪ પરણ્યા બીન પાછા જશે, તોરણથી તત-ખેવ, નેમ તજે રાજેમતી,. ગગન કહેછે દેખ. ૪૫ વરઘોડો ચોટે ગયો વટેરી ફરવા વાટ; પીંઠી ભરી રાજેમતી ઘડેછે કેવા ઘાટ. ૪૬ શ્રેષ્ટ સહચર બોલાવીને કેછે તેને સંગ, સાન્ય શુકન થાય સુ-જને જમણું ફરકે અંગ ૪૭ મારે સહચર દોડતી. ઝટપટ તું જઇ આવ્ય; સમાચાર શુભ શ્યામના, વેગે વેસેરી લાવ્ય. ૪૮ શામા તે સામી મળી, વરઘોડાને જરૂર; અથઇંતીથી જોઇને આનંદ પામી ઉર. ૪૯ દેખીને ગઇ દોડતી, રાજુલ કેરી પાસ; વરઘોડો વર રા-

યનો, આવે આપ અવાસ. ૫૦ શોભા શી હું વરણવું. જબરી જાદવ જાન; અંશ કહું એમાં થકી, કુંવરી ધરને કાન. ૧૧

॥ ઢાળ ૨૪ ॥ ધાળ વરઘોડામાં આગળ હસ્તી ઓળરે, વરઘોડામાં મદઝરંતા મસ્ત ડોલેરે; વરઘોડામાં કચ્છી મુલતાની ઘોડારે, વરઘોડામાં સોરઠીઆ શુભ જોડારે. ૧ વરઘોડામાં વિધ વિધ વાજાં વાગેરે, વરઘોડામાં ગાયછે રૂડે રાગેરે. ૨ વરઘોડામાં બગીયો તે શસ્ત્ર બે ચારરે. વરઘોડામાં પાલખીનો નહિ પારરે. ૪ વરઘોડામાં રથને માફા તે છે ઘણારે, વરઘોડાનાં મેના તણી નહિ મણારે. ૫ વરઘોડામાં વેહેલો અને ઘોડા ગાડીરે, વરઘોડામાં ચાલે ચારઠો અગાડીરે. ૬ વરઘોડામાં વજા પતાકા બહુ ડંકારે. વરઘોડામાં વરાહિસે વળી વંકારે, ૭ વરઘોડામાં જાનૈયા જાદવ ઝાઝારે, વરગોડામાં દેશો તે દેશના રાજારે. ૮ વરઘોડામાં આભ્રણ ઓપે અનુપરે, વરઘોડામાં એક નાકથી અતિ રૂપરે. ૯ વરઘોડામાં જાનડીયો ગાય ઝાઝીરે, વરઘોડામાં રૂપે રૂડીને તે તાજીરે. ૧૦ વરઘોડામાં જાચકો જે જે ઉચારેરે. વરઘોડામાં શુભદ્રા લુણ ઉતારેરે ૧૧ વરઘોડામાં અચલ દીપે વરરાયરે. વરઘોડાને ઉપમા સેની અપાયરે.

દુહા. વરઘોડો વરણવતાં, પાંમું નહિ હું પાર; સંક્ષેપે સમજો તમે એથી અતિ વિસ્તાર. ૨૫ તે સુણતાં રાજુલ કહે, સાંભળ મારી બેન; જઇને જોઇએ માળીએ, વરઘોડામાં ચેન. ૨૭ એટલે સૌ સૈયર મળી, ગઇ માળીએ સાથ; કેવળ કેછે કોડથી. નિહાળ નેમીનાથ ૨૭ ॥ પરનારીની પ્રીત ભવોભવ છંડાએલલના એ દેશી. જુવે છે જાનની વાટ, રાજુલ બેડી માળીએ લલના; સાહેલીઓ સઉ સાથ. ચઢીછે અટારીએ લલનાં.૧ એમ વડેરીરે એક બોલે. રાખે સુખડે લલના; ઓ આવી અલબેલાની જાન, જોને સૈયર ઢુંકડે લલનાં. ૨ ગાજી રહયું બધું ગામ, વાજા કેરા ઘોરમાં લલનાં ઓ ફરકે જરીનાં નીશાન, પવન કેરા જોરમાં લલનાં; ૩ ઓ ઝળકે સાજન તણે શીર, મુગટ બાંધમોળીઆં લલનાં તે પણ તજા તમામ, દીસે રંગ ચોળીઆં લલનાં.

૪ ઝળકે છે શોનેરી શીંગ, રથે ધોરી જોડેલા લલનાં કેક જાદવ તણા તન, કુદાવે કોડે ધાડલા લલનાં ૫ આ આવે અશ્વ અનેક બીજા વાહનો બહુ લલનાં, ઉપર અનામી અસ્વાર, શોભા તેની શી કહુ લલનાં ૬ જોને રસીલીઓ બેન વચ્ચે વરરાયછે લલનાં; તારા મધ્યે જેમ ચંદ્ર, તેવા તે દેખાય છે લલનાં ૭ જોઇને રાજુલ નાર રાજી રૂદીએ થઇ લલનાં; કેવળ કે ધરી કોડ, પછી ઘરમાં ગઇ લલનાં. ૮ દુહા જાન આવી તે જાણીને, ઉગરસેન મહારાજ; સાકર સસીલજ મોકલ્યુ જાનૈયાની કાજ ૫૫ વળતી વાજતે ગાજતે, સમૈયાણાં જઇ ભાવે ભેટયા ક્રશ્નને, ઉગરસેન તે ધાઇ ૫૬ કરજોડીને કોડથી; સૌને કરી સલામ; વરઘોડો લઇ રાયજી, ગયા પોતીકે ધામ ૫૭ શોના મોહેલ સોહામણા, હીરારત્ન જડીત; સોંપ્યા તે જઇ જાનને, જાનીવાસ ખચીત. ૫૮ ઉગરસેન તે સરવને દઇને ઝાઝાં માન; ભોજન પીરસી ભાવતાં. જમાડી જુગતે જાન. ૫૯ વેળાએ વળી આપીયુ, નાવણ માટે નીર; પીઠી ચોળી નેમને, સૂધાર્યુ ત્યાંહિ શરીર. ૬૦ સણગારી આભ્રણે વરને કરયા તઇયાર; ધામ ધુમ ધમકી રહી, તેનો કહુ શો પાર. ૬૧ વીધ વીધ વાજાં વાગતાં, નાટરંગ બહુ થાય; હસ્તીપર બેસી હવે, નેમ તોરણે જાય. ૬૨

॥ ઢાળ ૨૬ મી ॥ રતન શી ગુણ મીઠડાંરે એ દેશી નેમ નગીન ગયા તોરણેરે, રાય ઉગરસેન દરબાર હસ્તી ઉભો રાખ્યો માંડવેરે, તે ઉપર વર અસ્વાર: નેમનગીન ગયા તોરણેરે, આંકણી ૧ ઉગરસેનને આંગણેરે, ઘણો થઇ રહ્યો ધમકાર; સામા સામી વાજાં વાગતાંરે એક એકથી નાદે સાર નેમ. ૨ પુખણ પેલો મોકલ્યારે. બાજોઠ હેમનો મહોર; સળીયા અને સપુટીયુ. લઇ આવ્યા રાયના ગોર. નેમ ધુસળમુશળ રવૈયોરે, કુમ કુમ ત્રાક ને તીર; હેમ ઝારી ગોર. હાથમાંરે તેમાં નિર્મળ ભરીયુ નીર. નેમ. ૪ હાલતી માલતી નિકળીરે. પુખવા રાજુલ માય; કમળા ક્રશ્નને કોડથીરે, એ નારીઓ ઝાઝું ગાય નેમ. ૫ સામગરીએ

પુખવારે, ઘેર રાજુલ બેઠી છે પાટ; પશુ પુરેલ પણે પાંજરેરે, તે કેવો ઘડે છે ઘાટ. નેમ. ૬ પશુ કહે પશુ ભાશમાંરે, આજ આવીઓ આપણો કાળ; એમ ત્રીજંચે જાણીયુંરે, તેથી પડી ત. ભામને ફાળ. નેમ. મહી એક પશુડી પ્રસવેલીરે, તજી બચ્ચાં પુરી ત્યાંય; ઉઠે બેસેને થાય બાવળીરે. બહુ કહે બાપડી માંય. નેમ. ૮ મરધ કહે શુણ મરધલીરે, ના થઇશ તું તો નીરાશ; દીન દયાળ છે નેમજીરે, નકી છોડાવશે રાખ આશ. નેમ. ૯ અન્યો તે અન્ય એમ ઓચરેરે, પશુપંખી જાત અપાર, નેમજીછે હસ્તી ઉપરેરે. હવે તેનો કહુ વિસ્તાર. નેમ. ૧૦ ઉતરે વર ગજ શીરથીરે પુખાવા તત્કાળ; એ સમે છોડી શુભટેરે, બહુ બંધુકો જંજાળ. નેમ. ૧૧ ભડકયા ભડાકા તે થકીરે પશુડાએ કર્યો પોકાર; ઓચર્યા એમ સુણો નેમજીરે, તમે આજ અમારી વાર, નેમ. ૧૨ શબ્દ પડયા એ સુસરારે, કરેલ ઝાઝે જોર; નેમ પુછે નર સારથીરે, માંડવે આ શો શોર. નેમ. ૧૩ સારથી કે સુણો ભારથીરે પશુડાએ કર્યો પોકાર; પકડી પુરેલછે પાજરેરે. કાલે કરવા કાજ અહાર. નેમ. ૧૪ અત્યારે રાજુલ પરણાશોરે, એના પ્રાણ જાશે પરભાત; નુતરે ગોરવ માસનોરે, તે જમશે જાદવ નાત. નેમ. ૧૫ નેમ કહે એક નારથીરે, આ થાશે પાપ અપાર; માટે પરહરી પ્રેમદારે, હું લેઉ સંજમ ભાર. નેમ. ૧૬ દુહા. નેમે ત્યાં નકી કરી, પુછી સરવે પેર; હસ્તી હાંકયો પાંશરો ક્રસ્સે થઇને ઘેર. ૬૩ જાણ થતાં તે જાનમાં, વાત બધે ફેલાઈ; આગળ આવી ક્રશ્નએ, રસ્તો રોકયો ધાઇ. ૬૪ રીસતાં વરરાયને, હાબાં થયાં સૌ લોક સાસૂ સાસરો સાંભળી, થઇ ગયાં સમ સોગ. ૬૫ રાજુલે વરરાયની, સુણતાં વાતજ કારણ, મુરછા ખાઇને માનુની; ધસી પડી તે ધરણ ૬૬ ॥ ઢાળ ૨૭ ॥ વીર કહે ગઉતમ સુણો. એ દેશી. ભંગાણ પડયું ભારે જાનમાં, જતાં વર રીસાઇરે; માંડવે નહિ કો માનવી, પાછળ પોકયું સૌ ધાઈરે. ભંગ પડયું ભારે જાનમાં. આંકણી. ૧ વાજાં તે બંધ કર્યાં વાગતાં, ગાવા બંધ કરી

ગીતરે; વારવા ચાલ્યા વરને, નરનારી ખચીતરે. ભંગાણ. ૨ ફ઼ેરી ઉભો રાખ્યો ક્રશ્નએ, રોકી આગળ વાટરે; પુછે એ નેમજી પાતળા, નહિ આપ એ ધાટરે, ભંગાણ. ૩ જેવા તેવા નહિ શાક રૈયતરે; વિચારો મન વીરલા, કેમ ગુમ ગઇ ગતરે ભંગણ ૪ બળદેવ કે બંધવ નેમજી, નારી એ ન મુકાયરે; ભોગવે બીજો ભામની, તે કેમ અમથી જોવાયરે. ભંગણ. ૫ કુંવારે નહિ દાવો કોઇનો પરણે પુરો હકરે; મારે કહ્યું માની માહરૂં ઝાઝી મુકી દો ઝકરે ભંગાણ. ૬ નેમજી શુ નાઠા નારથી, ખળીઆ થઇને વીરરે; મશ્કરીઓ કરશે માનવી, નીરખી તમારૂ નીરરે. ભંગાણ. ૭ કમળા કહે કર જોડીને, માનો નેમદીયરરે; પરણીને પરહરો પ્રમદા, પછી રહેશે પીયરરે. ભંગાણ. ૮ હસ્તી હાંકો તન માંડવે કહે માતાજી મુખરે; પાછો વળેથી માહરી, લાલ લાજે કુખરે. ભંગાણ. ૯ માહર છો માહાજોરમાં, કાયર નહિ આપ કુળરે: જાહેરછો જદુ જગતમાં, સાહરને નહિ મુળરે. ભંગાણ. ૧૦ ચિંતા તજી પુત્ર ચીતની, પરણો રાખીને પ્યારરે; મુકાય નહિ એ માનુની, કહે માત તે ઠારરે. ભંગાણ. ૧૧ કેક જાદવ આવી કરગરે, માનો નેમ કુમારરે; જક તો ઝાઝી સારી નહિ, વદે એમ અપારરે. ભંગાણ. ૧૨ નેમજીએ તોય નવ ધરયું કેહેણ કોઈનું કાનરે; અંતે ઉગરચંદ આવીઆ, મુકી માનવા માનરે ભંગાણ ૧૩ ઓળા ખોળા આગળ પાથરે આનંદ થઇ ઉદાશરે; પાછા વળોને પરૂણલા, અતી મુજને આશરે. ભંગાણ. ૧૪ કોણ કારણે કોણ્ક કરી, હુશ મહીજ હાંણ્યરે; કેવળદાસના શામજી, વદો તે મુખવાણરે ૧૫ ાા ઢાળ. ૨૮ ાા તપ સરીખો જગમાં કો ન હિરે, નેમ કહે નવી પરણવુંરે, સજન જાણો જરૂર, હો ભવીઆન આજ નવીન દેખી મુજનેરે, અંદેશો પડીઓ ઉર. હો ભાવીઆન નેમ કહે નવી પરણવુંરે. આકણી. ૧ તરત આવતાં તોરણેરે. પશુડાંએ કર્યો પોકાર, હો ભવીઆન. તેરે સુણીને મુજ તનમાંરે ખારો લાગ્યો સંસાર. હો ભવીઆન. એક તે કામા કારણેરે, એ

અનંત જીવની હાણ હો ભવીઆન. તેથી સુણીને ત્રીજંચનેરે, થરથર થરકે છે પ્રાણ. હો ભવીઆન ને. ૩ ધીખ ધીખ તેથી પરણવુંરે, ધીખ પડયો અવતાર, હો. ધીક પડયું માન તાનનેરે, ધિક પડયો સંસાર. હો ભવીઆન ને. ૪ જુઠી માયા જાળ મોહનીરે જુઠો સગાનો સાથ. હો ભવીઆન. જુઠું જગત જાણો કારમુંરે, જેમ ધુમરમાં બાથ. હો ભવીઆન ને. ૫ તુચ્છ જાણી મેં તમાસનેરે, ટેકથી કીધાં ત્યાગ. હો ભવીઆંન. સંસાર સ્વપનું જાણીનેરે, વાલો કર્યો વૈરાગ. હો ભવીઆંન ને. ૬ મનુષ્ય દેહ મહા મણી મળ્યેરે, તેને ના ગાળું વ્યર્થ. હો ભવીઆન. જેને કારણ હું આવીઓરે, તેનો સાધવો અર્થ હો ભવી આન. ને.૭ મારગ મુકોને માહરોરે, સમજી મનમાં સાર. હો ભવીઆન. અધિકમાંથી ઓછું કહુંરે, નકી ના પરણું નાર. હો ભવીઆન ને. ૮ ત્રીજંચને ત્યાં છોડી-વીનેરે મુકાવ્યા વન મોઝાર. હો ભવીઆન. વળતી પળ્યા પંથ નેમજીરે, હસ્તી હંકાવી તે ઠાર. હો ભવીઆન ને. ૯

દોહરા. જાન બંધી ઝાખી પડી, ઝાખા થઇ સૌ જન; પાછા તે પણ પરવર્યા, આપ આપ ભોવન. ૬૭ હેંહાકાર વરતાઇ રહ્યો, ઉગરસેન અવાસ; પીડી ભરી રહી પ્રેમદા, તેથી પડીયો ત્રાસ. ૬૮ જાણ થતાં રાજે મતી, અતિ કરે ઉતપાત; નેમ નકકી પાછા ગયા, તેવી સુણતાં વાત. ૬૯ રાજુલ કે રૂઠીયા કિશે, જાય હસ્તથી રત્ન; મારે રોકી મારગે, કરૂં વળી પ્રયત્ન. ૭૦ લજ્યા મુકી લોકની, નિ-કળી ઘરની બહાર; સાદ કરંતી સંચરી, પેઉની પાછળ નાર. ૭૧

॥ ઢાળ ૨૯ ॥ આવોને મંદીર માહરે, હો લાલ. એ દેશી. હલકો હાંકોને સ્વામી હાથીઓ હો લાલ હું આવું તમારી પાસરે નગીના નેમ. ત્યારે તમે ત્યાંથી ચાલજો. હો લાલ. મુજને મળવા તણી ઘણી આશરે નગીના નેમ, હલકો હાકોને સ્વામી હાથીયો હો લાલ. ...ાંકણી ૧ ભેળા થઇને મને ભુધરા હો લાલ, વળતી વતમાં જાવરે. ન ને. તોરણથી શું પાછા વળ્યા હો લાલ, ભંગ કરીને ભાવરે ન. ને. હો. ૨ દયા જાણી ત્રીજંચની હો લાલ,

તેવી જાણી મુજ નાથરે. ન. ને. આશા પુરણ પાડો આ સમે હો લાલ. હું શે ગ્રહી મારો હાથરે. ન. હ. ૩ દયાળ થઈને દીલમાં હો લાલ, દુર કરો મારૂ દુખરે. ન. હુંશ ઘણી છે હૈયા વિશે હો લાલ, તમશું ભોગવવા સુખરે, ન. હ. ૪ પોકી ચતુરા ત્યાં ચોંપથી હો લાલ, કરંતા અતી ઉચ્ચાટરે ન આગળ આવી ઉભી રહી હો લાલ, રોકી રસીલાને વાટરે. ન. હ. ૫ કરી કને કોડે કરગરે હો લાલ જીવંતી જોડીને હાથરે. ન અપરાધ શો અબળાત ણો હો લાલ, નકી કહો તમે નાથરે. ન. હ ૬ કહ્યું માન્યું નહી કોઈનું હો લાલ, જ્યારે તમે જાદુરાયરે. ન. ત્યારે પડયું તરત આવવું હો લાલ, પોતે ચાલીને પાયરે. ન હ ૭ શાખોને રાજવી માહરો હો લાલ, આવ્યા તણો અતબારરે. ન ને. ઘણી થઇ વાતો ગામમાં હો લાલ; કહું શું વારંવારરે ન. હ. ૮ પરણોને પેઉ પાછા વળી લાલ, અંદેશો તજી ઉરરે. ન. હશીને હાકોને સુખડે હો લાલ, જક જવા દઇ જરૂરરે. ન હ. ૯ નાઠે તે નહી થાય છુટકો હો લાલ કામા કહુ આજ કંથરે. ના ઝાઝુ કરો તો જાદવા હો લાલ, આગુ નહીં જાવા પંથરે- ન, હ, ૧૦

દુહા. નેમ કહેછે નારને, તુજને કરી મેં ત્યાગ; જરૂર મનમાં જાણજે, પાછો ધરૂં નહી પાગ ૭૨ ત્યારે બોલી તારૂણી, વાલમ સાથ વચન; કેવળ કે કહું સાંભળો, નર નારી ધરી મંન. ૭૩

॥ ઢાળ ૩૦ મી ॥ ઓધવજી સંદેસો કેજ્યો શામને. એ દેશી

પરણ્યારે વીનારે પેઉ કેમ પરહરી, કોને સ્વામી શો છે અમારો વાંકજો; તોરણીએથી કેમ તમે પાછા વળ્યા, રડતી મુકી રસીઆ મુજને રાંકજો. પરણ્યારે વીનારે પેઉ કેમ પરહરી. આકણી. ૧ નેમજી—નાવલીઓ કેછેરે નારી સાંભળો, લેશ નહિ તેમાં તમારો વાંકજો; કુંવારાં વિયોગ મુજ કરમે લખ્યો, છુટે કેમ તે છઠી પડીયો આંકજો. નાવલીયો કેછેરે નારી સાંભળો. આંકણી ૨ રાજુલ—બેટીરે પરણોને મારા બાપની, બીજી મુજને મુકી નાની બેનજો; તેનાથી સુખડલાં સ્વામી ભોગવો, રૂપે રતીના સરખાં છે

હો ચેનજો, ૫૨૦ ૪ નેમજી— આ લોકે અબળાને હું પરણું નહીં પેરલોકે છે સગઇ કરેલી નારજો; સંજમ લઇનેરે સૂખે સંચરૂ, શીવ પણ વરવા પ્યારી નિરધારજો. નાવ૦ ૪ રાજુલ—મુજનેરે પરણીરે માગો મુખરે, સ્વામી મારા જે જોઇએ તે આજજો. માલ મતાને આપુ કચ્છી ઘોડલા; ઉપર આવુ ઉગરસેનનુ રાજજો. ૫૨૦ ૫ નેમજી—મુખડેરે માગુછુ મન દઇ મુક્તી; તેથી મળશે અવિચળ મુજ વાસજો; રાજને પાટરે ત્યાં ત્રણ લોકનુ, ભગવવાનુ છે ભારે વળી ભામજો ના૦ ૬ રાજુલ— કુવારી કામાતે દાહાડા દાહલા જાવાના જાણો છો જાદવ મુખજો; જોબનીયુ ચડતુરે ઝાઝા જોરમાં, તે દારો દેહ વિશે દે દુખજો. ૫૨૦ ૭ નેમજી—કુંવારી કન્યાને કંથ મળે ઘણા. તેથી પરણો ફાવે તેને નારજો, ગુણમાંરે ગંભીરને કુટડા, અવનીમાં છે મુજ થકી અપારજો. નાવ૦ ૮ રાજુલ—અવનીમાં અવર પુરૂષ માહરે. તમ વિના તે બાંધવ સરવે બાપજો; અજાણ્યું નથીરે તેમા આપનું. જાણીને સીદ કરાવો સંતાપજો. ૫૨૦ ૯ રાજુલ રાજુલ—આઠરે ભવ રાખી પ્રીતડી નવમે ભવ શું ભુલી ગયા તે ભાનજો; સ્વામીજી થઇનેરે સુખ મુજ આપીયાં, અનુભવથી કહુછું આજ નિધાનજો. ૫૨૦ ૧૦ નેમજી—આઠ ભવ મેં રાખી આગળ પ્રીતડી, નવમે ભવ વારો તમારો નારજો; સંજમ લઇનેરે સાગે સંચરો પ્યારી પ્રીતલડી ના રાખી પ્યારજો, નાવ૦ ૧૧ રાજુલ—પરણીને છ માસિક સંસાર ભોગવી, સંજમ લઇસુ આપણ બે સજોડજો; કેવળરે કેછે એમ કામા કરગરે, પેઉજી માહારાં પુરણ પાડો કોડજો. ૫૨૦ ૧૨

દુહા ઉથલ પાથલ અવની પડે. અવળો ઉગે ભાણ, નેમ કહે તોય નારને. પરણ્યાના પચખાણ. ૭૬ ।। ઢાળ ।। ચુંદડી વિના શુ આવ્યોરે, એ દેશી. કેમ તમેતો કોડરે. તોરણીએ આવ્યા; જાન સંગાથે જબરીરે, શુ જોઇને લાવ્યા. ૧ ભોજઇઓની પાસેરે ગાણાં ગવરાવી, વરઘોડે ચઢતાંરે, શરમ ના આવી. ૨ પીઠી તો ચોળાવીરે. પરણ્યાને ઠાઠે; મુગા થઇને બેઠારે, પાતળીયા પાટે ૩

કુમ કુમ તિવર તાણીરે, આંખલડી આંજી, કરીને ટપકુ ગાલેરે, મુજને તે ગાંજી. ૪ વાજાં તો વગડાવીરે, ફુલેકે ચડીયા; વળતી આવી વેગરે તોરણીએ અડીયા. ૫ ઠાઠ કર્યો એ ઠાલોરે, ઠગવાને સઉને; ભુલાં ભમાવ્યાં ભારરે નર નારી બહુને, ૬ વરઘુ નોહોતુ તારેરે. હાંસુ સીદ કીધુ; જાદવ કુળને ઝાઝુરે, આ લાછંન દીધુ. ૭ જાનૈયા સૌ આવ્યારે; જમવાની આસે ઝાખા થઇને ચાલ્યારે તમારી ત્રાસે, ૮ ભઇ ભોજાઇઓ ભાવેરે. વરઘોડે મહાલ્યાં; તે વણ માનજ ભંગીરે, થઇને ઘેર ચાલ્યાં ૯ કુળ દીપક કેવાઇરે, લજ્યા આ કાહાડી; મેણા ખાશે માથેરે, મા બાપો દાહાડી ૧૦ માંડવડે શુ આવ્યારે, સુડાસુ ધારી; આગળથી શુ નહોતીરે એ વાત વિચારી. ૧૧ સંજમ લેછે સરવરે, તેતો નહિ જુદા; આપ નવાઇ કરીનેરે, મનડામાં કુદા ૧૨ આગળ થયા તિર્થંકરરે વાલા જઉ વારી. તમ સરખા તમ જેવારે, પરણીને પ્યારી ૧૩ તેણે આશ ન કીધુરે; તમારા સરખુ; વામા કેરા વેરીરે જાદવજી પરખુ. ૧૪ કૃષ્ણ તમારા વીરરે કઇ એલી પરણી વગર વરેલી વામારે નવ શકુ વરણી. ૧૫ આગળ સુખડાં આપીરે, પાછળ રહી પડતી. ઠેકાણુ નહિ તેનુરે, ગોકુળમાં રડતી. ૧૬ જાદવ કુળ તમારેરે, એતો છે ધારો; સાટે આજ તમારોરે, આવ્યો છે વારો ૧૭ નિર્લજ થઇ નગરીમાંરે, લહાવો બહુ લીધો; વરઘોડે ચઢીનેરે, ફજેતો કીધો. ૧૮ શરમ છોડીનેરે, ઝાઝુરે કહીએ શુ તમને. રીસ ચડે તો રસીઆરે, પરણોને અમને. ૧૯ કઠણ વચન ત્યાં કહીનેરે; થાકી રહિ નારી; નેમ વદે સઉ સુણજોરે, કેવળ ધારી. ૨૦

દુહા. મેણાં દેને માનુની, એથી વળી અપાર. નેમ કહે તોય તાહરો થાય નહિજ શ્રીકાર. ૭૫ એમ કહીને નારને નેમે તજી તે ઠાર, હસ્તી હાંકી પાંસરો, ગયા આપ દુવાર. ૭૬ એકાંતે એક મેહેલમાં, ઉતરીનેજ જરૂર. વરસીક દાનજ વહેચવા, ઇચ્છા કીધી ઉર. ૭૭ અટલે ઇંદ્રાપુરમાં ડોલ્યાં ઇંદ્રાસન. ચોસઠે ભેળા થઇ જાણ્યું તેતો મન. ૭૮ હુકમ કર્યો હજુરથી, બોલાવીને દેવ;

ઇચ્છા પુરણ જઇ કરો, નેમ તણી તતખેવ. ૭૯ હા કેતાં હાજર થઇ, ઉઠીને તત્કાળ; નેમ કોઠારે જઇ ભર્યો. નહિ વારસીયો માલ ૮૦ ઇશાન ચમરી ઇંદ્ર બે. આવ્યા મોટે માન; તિર્થંકરના તે થઇ વડા વળી દીવાન ૮૧ દેવ રહ્યા હજુરમાં, નેમજી કેરી પાસ; જોતું લાવે ઝડપથી, આણી મન ઉલાસ. ૮૨ સામગ્રી સર્વે કરી, અમારે ત્યાં તઇયાર; છગન વદે એ સરવમાં, ખામી નહિ લગા. ૨. ૮૩ ॥ ઢાળ ૩૨ ॥ દેશી છઠી ઢાલની. વાવે માંડયું વેંચવા જી વેગે વરસીકદાન; ઇશાન ચમરી બે જણાજી, પાસે બેઠા દીવાન. માંડયું વેંચાવાજી વેગે વરસીક દાન. આકણી. દેવ કરેછે નોકરજી, નેમ તણા થઇ દાસ; શોનૈયાં છાબો ભરીજી, લાવી મુકે તે પાસ. વા. વે. કૈંક ઉભાછે બારણેજી દેવ થઈ છડીદાર; નકી પોકારે નેમજીને કહીને જેજેકાર. વા. ૩ ડુંડી બજાવે દેશમાં જી, દશાદશશે દીગપાળ; કેક અમર ભવીઆં તણીજી. ભાવે રાખે સંભાળ. વા. વે. ૪ લેવા આવે દોડતાજી, લોકોના થોક અનેક આપે સઉને ખોબલેજી; નેમ કરીને વિવેક. વા૦ વે૦ ૫ ભારે ભી ડ ભરાયછેજી. દીન દીનતેવળી ઠામ; પાછુ કોઇ નવ પરવરેજી, લઇને જાય તમામ. વા૦ વે૦ ૬ નેક કર્યો અનુદીનનોજી, એક કોટી લાખ આઠ એ રીતે વચાયછેજી, ત્રણ સતક દીન સાઠ. વા૦ વે૦ ૭ વઇભવ જોઇ વાલા તણોજી, જાદવ પામ્યા અથાગ કેવળ કેછે સરવનેજી, ઉપન્યો ત્યાં અનુરાગ. વા૦ વે૦ ૮ દોહરા એ રીતે અહીં નેમજી, દીન દીન દેછે દાન; હવે કહુ રાજુલનું; એક ચી. તે આખ્યાન.૮૪ પંથ થકી તે પરવરી, પોતા તણે અવાસ; રૂદન કરે ત્યાંતો જઇ, નારી થઈ નિરાસ. ૮૫ ॥ ઢાળ ૩૩ મી ॥ વેદરભી વનમાં વલવલે. એ દેશી, પેલે તે ભવ પાપ શાં કરયાં, પાર વિના અપાર; તેતો નડયાં નકી મુજને, કહે રાજુલ નાર, પેલે તે ભવપાપ શાં કરયાં. આકણી, કાંતો હરયો કોનો કંથડો, કોને દીધેલી આળ; કાંતો છોડયા મેં ધાવતાં, બાહે થકીને બાળ પે. ૨ થાપણો કોઇની ઓળવી, કરીને વીસવાસ; કાંતો બાળી વ

ન વાઢીઓ, તેના લાગીઆ ત્રાસ. પે. ૩ પંખીના માળા તોડીઆ, તોડી સરોવર પાળ; કાંતો તોડી હશે મેં વળી, તાજા તરવરે ડાળ. પે. ૪ નિંદા કરી સાધુ જનની; તજી ધરમ સંગ; કાંતો કરયાં હશે મેં વળી, વૃત લેઇને ભંગ. પે. ૫ જુઠી પુરી હશે સાહેદી, જુઠા ખાઇને સમ, કાંતો વગર વાંકે કોઇને, દીધા હશે મેં દમ પે.૬ દગોકર્યો હશે દોસ્તને અતી આપીને ધીર: તેના તે ફરૂ આ આહરે; સેહેવાં પડયાં શરીર. પે. ૭ આશા ભંગ કરયાં કોઇને પાડી રંગમાં ભંગ, તેના નિસાસા લાગીયા, આજ માહારે અંગ. પે. ૮ આ ભવ આગળ આવીયાં, પરાભવ કેરાંપાપ ક; રમને શરમ અડે નહી, કરયાં ભોગવે આપ. પે. ૯ ભવીશતો ભુલે નેહી, પડયો કરણોનો ટાંક; કેવળ કેએમ કામની, કાઢે કરમનો વાંક, પે. ૧૦ દુહા આશા ભંગી થઇને, કરે હવે પોકાર; નામ નીરંતર નેમનું, લઈને વારંવાર. ૮૭ ॥ ઢાળ ૩૪ મી ॥

હરી ભજન વિના દુખ દરીયા સંસારનો પાર ન આવે એ દેશી. હો સામળીઆ સ્નેહ તોડી કેમ તમેતો સંચર્યારે, ભવ આઠ વળી ભાવ સહીત મુજને વર્યા. આંકણી. નવમે ભવ શું ધારીને, તમે પરણ્યા નહી પેઉ પ્યારીને; હું રહી કુંવારી હારીનેરે. હો સામળીયા. ૧ તમે મનમાં ધારયું તે કરીયુ, નહી કેણ વળી કોનુ ધરીયું; સુખ સાગર તો માહારૂ હરીયુંરે હો સામળીયા. ૨ હું ઉભી રહીતી ઓડીને, કરગરતીતી કરજોડીને; તોય ચાલ્યા ગયા તરછોડીનેરે, હો શામળીઆ. ૩ ઉતપાત અતિસે મેં કીધો, તોય ઉતર એક નવ દીધો; લઇ પંઠ ગયા પોતે સીધોરે. હો સા. ૪ એ ઘાટ નહી નાંઇ તમારો, મેણું ચોટયુ માથે જનમારો, વળી ભવ બગાડયો અમારોરે. હો સા, ૫ તમ બંધવ ક્રશ્ન મોરારી, તેનેગેર હજાર બત્રીસ નારી, નેમ એક થકી શું જાઓ હારીરે. હો સાં. ૬ તમે જાદવ કુળમાં છે કળીયા, વળી જગત વિશે મહા જોર બળીયા; તે થઇ ગયા સૌથી ગળીઆરે હો સા. ૭ મને આશા તમારી છેજ હજી, હુ બેઠીછુ શણગાર સજી; એક નામ

નિરંતર નેમ ભજીરે. હો સા. ૮ મહારૂં મનડુ મળવા ચહાયછે, પળ એક તે પોહોર સમ થાય છે; વળી મંદીર ખાવા ધાયછેરે. હોસાં. ૯ મને ભણકારા બહુ વાગેછે, વળી આંખ અહોનિશ જાગેછે; મારી સેજ તે સમસાન લાગેછેરે. હો સાં. ૧૦ મને અન્ન ઉદક તો નવ ભાવે, વળી રાત દિવસ રડતાં જાવે; અતિ વિચાર વિધવિધના આવેરે. હો સાં. ૧૧ મને તમો વિના નથીરે ગમતું, મહારૂં મનડું તો રેછે ભમતું, વળી દુખ વિયોગનું બહુ દમતુંરે. હો સાં. ૧૨ મને લાગ્યોછે તુમચો નેડો, નહી આ ભવમાં મુકું કેડો; આવી જાદવજી ઝાલો છેડોરે. હો સાં ૧૩ તમો ભવો તે ભવના છો સ્વામી તે જાણોછો અંતરજામી; કહે કેવળ કોડે શરનામીરે. હો સા. ૧૪ દુહા, એમ અતિસે કલપના. કરેજ વારમવાર; જંપે નહીં તે જામમાં, લલનાં વાર લગાર ૮૭ શિખામણ સખીયો તણી, માને નહી લવલેશ; નેમ નેમ મુખડે કહી, કરે ઘણાજ કલેશ. ૮૮ રડતાં રાજુલ ઓચરે, એક સખીને મુખ; સંદેસો જઈ શામને, કેતો થાયજ સુખ. ૮૯ સુણતાં હા સખીએ કહી, જોડીને બે હાથ; સંદેસો કાવે હવે, રાજુલ એની સાથ. ૯૦

॥ ઢાળ ૩૫ મી ॥ હુંરે આવીછુ મહી વેચવારે લોલ. એ દેશી. સંદેસો કેજે સામનેરે લોલ, જાતાં તે વેંત જરૂર; મારી સૈયર હો પાછો ઉતર પુછી લાવજેરે લોલ, યાદ રાખીને ઉર. મારી સૈયર હો સંદેસો કેજે શામનેરે લોલ, આંકણી૦ ૧ એક ઘડી નથી ગોઠતુરે લોલ, મુજને વાર લગાર. મા૦ દીન ગમાવું એમ દોહરારે લોલ, નાથ વિના નિરદાર; મા૦ સંદેસો૦ ૨ ઉઠું બેસુને જઉ બારીએરે લોલ, જોઉ વાલ્હાની વાટ. મા૦ નીંદ્રા આવે નહીં નીસમાંરે લોલ, થાય અતિસે ઉચાટ; મા૦ સંદેસો૦ ૩ ભડકા ભિતરમાં થાયછેરે લોલ, તનમાં વાગેછે તીર. મા૦ વિયોગ દુખની વેદનારે લોલ, સેહેવાતી નથી શરીર; મા૦ સ૦ ૪ ભુખ્યુ તે જેમ ભોજન રટેરે લોલ, તરસ્યુ તે ઝંખ નીર. મા૦ તેમ ઝંખ હું નેમનેરે લોલ' રાખીને મનડે ધીર. મા૦ સં૦ ૫ સૂરતા લાગી સ-

ખી નેમનીરે લોલ, જેમ તે નટડીને દોર; મા૦ વળી તે ચંદ્ર હું માહરૂરે લોલ, જળ વિના જેમ મીન; મા૦ આકુળ વ્યાકુળ એ આકળીરે લોલ, નેમ વિના નિશ દીન. મા૦ સંદેસો૦ ૭ આથી અધિક મને પ્રીતડીરે લોલ, લાગી સામળીયા સાથ; મા તેહ નથી નેહ જાણતારે લોલ, નિર્લજ નેમિનાથ. મા૦ સંદેસો. ૮ છળ કરીને મને છેતરીરે લોલ, આવી તોરણ એ કંથ; મા૦ મુખ-ણથી પાછા વળ્યારે લોલ, પાંસરો લેઇને પંથ. મા૦ સંદેસો૦ ૯ આવું નોતી જાણતીરે લોલ, આગળથી લવલેશ; મા૦ નહીંતો સંસારના સુખનોરે લોલ, આપત જઈ ઉપદેશ. મા૦ સદેસો૦ ૧૦ પુરણ પાપ એ પ્રેમદારે લોલ, જેનો રસીઆ તે રીસાઇ જાય; મા૦ અબોલા રહે બાળા વેસમાંરે લોલ, તેનું જોબન ઝોલાં ખાય. મા૦ સંદેસો૦ ૧૧ આથી ભલુ નહીં જીવવુંરે લોલ, સ્વપને ના દીઠું સુખ, મા૦ શોક સાગરમાં હું પડીરે લોલ, પામુછું કારૂણ દુખ. મા૦ સંદેસો૦ ૧૨ રૂદન કરૂ રાત દાહાડલોરે લોલ, પેઊ પેઊ કરી પોકાર; મા૦ હેડુ રહે નહીં હાથમાંરે લોલ ,નયણે છુટે નિર ધાર. મા૦ સદેસો૦ ૧૩ ધીર ધરાતી નથી મનમાંરે લોલ, કાળજુ કટકા થાય; મા૦ પ્રીત જાણી પરભવનીરે લોલ, જીવડો જંપ ન ખાય. મા૦ સંદેસો૦ ૧૪ હવે તો કેજે ધણી થઇરે લોલ, વાલા વળોને ઘેર; મા૦ તંત મુકી દઇ તનનોરે લોલ, કરો મેરીપર મેહેર. મા૦ સદેસો૦ ૧૫ એમ સુણીને સખી સંચરીરે લોલ, ઉરમાં રાખીને આશ. મા૦ કંથને કહ્યાં જઈ કોડથીરે લોલ, નારીનેમની પાસ. મા૦ સંદેસો૦ ૧૬ દુહા. સરવ હકીકત સાંભળી બોલ્યા સુંદર શ્યામ; જા કેજે તુજ બેનને, ભજ ભાવે હવે રામ. ૯૧ પ્રીત ખરી આગળ તણી, જાણે જો એ નાર; તોતો આવે મુજ કનો લઈને સજમ ભાર. ૯૨ પેલી પ્રીત અમે કરી, ખુબ લડાવી લાડ; આ ભવ વારો એહનો, તેમાં શાનો પાડ. ૯૩ માટે કેજે માનુની, રાજુલને એ રીતે; સંજમ લેશો તાહરે, પુરી જણાશે

પ્રીત. ૯૪ એમ સુણીને નિકળી. નારીનેમ વચન; ત્યાથી આવી પાંસરી, રાજેમતી ભોવન. ૯૫ કેણ કહ્યાં સૌ કંથનાં; સખ્તીએ સખીની સાથ; તે પણ સુણી રાજુલે, દીધો કરમે હાથ. ૯૬ એમ કરતાં વિતીયા. પુરણ માસજ બાર; કેવળ કે હવે નેમજી, આદરે સંજમ ભાર. ૯૭ ॥ ઢાળ ૩૭ ॥ ગોકુળની ગોઠવણી મહીં વેચવા ચાલી એ દેશી. સંજમ લેછે શામળો, હુંશ હેયે ધરીને; સામગ્રી અમારો સજે, વડા વિવેક કરીને. ૧ જુથ તે જાદવ જાનીયુ, આવી આંગણે ભારી; શણગારી સુભ નેમને, તમે તે નર નારી, ૨ માએ લીધાં વળી મીઠડાં, આવી પુત્રની પાસ; વેલા તે મળજો મુગતી, એમ ઓચરી આશ. ૩ સગાં સબંધીએ વાંદીને કરી તરત તૈયારી જાનથકી જબરી રચી, શોભા આજની સારી ૪ દયાળુ દિક્ષા કારણે, ચડયા જીન વરઘોડે; અમરપતી ચમર કરે ઊભા ઇંદ્ર તે જોડે, ૫ વાજાં વિવિધ પ્રકારનાં. ઘણા ઘોરમાં વાગે જાદવ રાણીયો જીનને. ગાય રૂપાળા રાગે. ૬ ફુલેકે ફરતા આવીયા, હમ નગ્રની બહાર; સાથે સાથી રથ ઘોડલા, તેનો લાધે ન પાર. ૭ આચાર અદકો આદરી. આપે વડભાગી; લોચ કર્યો લટયો તણો, વો ધર્યો વેરાગી. ૮ વઇરાગ જોઇ વાલા તણો, કેક ત્યાં થયા ત્યાગી; સજમ સાથે આદર્યો રજા રાયની માગી ૯ ગ્રહા રજોગાં પાતરાં, સંસાર નીવારી આભુષણો રૂડા અંગનાં, નાંખ્યા સરવ ઉતારી. ૧૦ ન્યાલ કર્યો નાપિકને, આપી તે શણગાર. વળતી વતનને છોડીને. વાંસે કર્યો વિહાર. ૧૧ સાધુ શહસ્ત્ર શોભતા, જીનવરજીની જોડ; સેહેસાવને જઇ તે વસ્યા કહે કેવળ કોડ. ૧૨ ॥ ઢાળ ૩૮ ॥ છઠી ઢાળની દેશી ગુણનિધી ગિરનારમાંજી વસીઆ વનમોઝાર; વાલાં વળા ।। પાછાં વળ્યાંજી, તેનો કહુ વિસ્તાર. ગુણ નિધી ગિરનારમાજી વસીયા વન મોઝાર, એ આંકણી. ૧ પુરમાં સૌ તે પરવરીજી, પોત પોતાનેઆવાસ, કૃષ્ણ ચિતમાં ચિતવેગજી, આવીને થઇ ઉદાસ. ગુ.૦ વ૦ ૨ ભવસાગર ભદતો તર્યોજી, કુંવારી તજી કન્યાય; પરણે જો એ

પ્રેમદાજી, તો તો થાય અન્યાય. ગુ૦ વ૦ ૩ વાત નહિ એ નાન્ડીજી, નહિજ ખેલ કેવાય; ભણાઇ ભાલી માહરીજી, તે કેમ બીજે જાય. ગુ૦ વ૦ ૪ ચોયણા પચોયણા એમ કરેજી, ક્રોધ ધરીને દુખ; વાત વળી વેગે ગઇજી, નેમની રાજુલ મુખ. ગુ૦ વ૦ ૫ સુણતાં સર થઇ ગઇજી. સાંગા સ્વામીની વાત; વિયોગે વાલો ચાલીઆજી, એમ કરે ઉતપાત. ગુ૦ વ૦ ૬ રૂદન કરે રાજેમતીજી. નાથ વિના થઇ નિરાસ; ભવીઅન તે તો સાંભળોજી, કહેછે કેવળદાસ. ગુ૦ વ૦ ૭ ॥ ઢાળ ૩૮ ॥ મને રસ્તા વચ્ચે રોકીરે છેલછબીલા છોગાળા એ દેશી. મને લાગી તમસે લગનીરે, નેમ નગીના રંગભીના. આંકણી. શીર જવાળા ઉઠે પગનીરે. નેમ નગીના રંગભીહો; મને અશ્રવચ અરણુવ મેલીરે, નેમ૦ રંગ૦ તર છોડી ચાલ્યા બેલીરે, નેમ૦ ૨ પરભવની પ્રીતી જાણીરે, નેમ૦ મને૦ લીધી નહિ તમે તાણીરે. નેમ૦ ૩ હુ વાટ અહોનીશ જોતીરે, ને૦ તોય રશીયા મુકી રોતીરે. ને૦૪ હું આઠ ભવ રહી વળગીરે. ને૦ નહિ નવમે ભવ થઉ અળગીરે. ને૦ ૫ મને મોહની મંત્ર સાધ્યોરે. ને૦ પ્રેમ તેથી રસ પુર વાધ્યોરે. ને૦ ૬ હું રહી કુવારી કન્યારે, ને૦ તે જમરો જગમાં અન્યારે; ને૦ હુ ગુણ તમારા ગઉછુરે, ને૦ એક નામ નિરંતર લઉછુરે. ને૦ ૭ મને વિયોગ દુખ છે પુરૂરે, ને૦ તેથી હુ ઝાઝુ ઝુરૂરે. ને૦ ૮ આગળથી થઇ હુ ઘુલીરે, ને૦ લખી કાગળ અંગમાં ફુલીરે. ને૦ ૧૦ અહંકાર અતી એ કરીયોરે, ને૦ તેથી દુખનો આવ્યો દરીયોરે. ને૦ ૧૧ વળી મનડાને મલકાવ્યુરે, ને૦ તે આગળ સરવે આવ્યુંરે ને૦ ૧૨ વિચાર્યુ વાયરે ચાલ્યુંરે, ને૦ બીજુ તેં સુળ મહીં સાલ્યુંરે ને૦ ૧૩ મને મનમાં રહી ગઇ મમતારે, ને૦ હવે શી પેરે વાળુ સમતારે ને૦ ૧૪ મેં વૈભવ નહિ તમ જોયોરે ને૦ અવતાર એળે ખોયોરે. ને૦ ૧૫ મેં આછાં ચીર ઉમંગેર ને૦ નવ ઓઢયા મારે અંગેરે ને૦ ૧૬ મેં કાજળ આંખ ન સાર્યુરે. ને૦ નવ દરપણ લઇ મુખ ધારયુરે ને૦ ૧૭ મેં શીર નહિ પાડયાં પટીયાંરે, ને૦ મુજ લુખ્ખાં

રહ્યાં લટીયાંરે. નેo ૧૮ મેં નાંખ્યા નહિ વાવલીઆરે, નેo તુમ ચાંપ્યા નહિ પાવલીયારે. નેo૧૯ મેં રસોઇ કરી શુભ રીતેરે. નેo નવ પીરસી તમને પ્રીતેરે. ને ૨૦ મેં સેજયા નહિ તુમ ઢાળીરે, નેo નવ જાતાં જોયા ન્યાળીરે. નેo ૨૧ મેં વાત પુછી નહિ તમનેરે, નેo તે હુંશ હતી ઘણી અમનેરે. નેo ૨૨ નહિ સાસુ સસરો દીઠારે, નેo હું વચન વદી નહિ મીઠારે નેo ૨૩ મેં જેઠ દીયર નહિ જાણ્યારે. નેo નહિ ઘુંઘટ આઘા તાંણ્યારે. નેo ૨૪ મેં જેઠાણીઓની જોડેરે. નેo નહિ માંડયા વાદજ કોડેરે. નેo ૨૫ હું કરી લટકો નહિ મહાલીરે, નેo વળી આવી તેવી ચાલીરે. નેo ૨૬ એ અંતર રહી ગઇ આશારે, નેo હવે નાખુ શા નિસાસારે. નેo૨૭ મેં હઠ નહિ તમથી માંડીરે, નેo તોય છળ કરીને છાંડીરે. નેo ૨૮ તમે શત્રુ સમ થઇ ચાલ્યારે. નેo પણ અંતર સુજને વાલારે. નેo ૨૯ બાર માસતે આશે ગાળ્યારે, નેo તોય તમને મેં નહિ ભાળ્યારે. નેo ૩૦ મને એક દીશા નવ સુજેરે; ને બહુ દુખ વિયોગનું દુજેરે. નેo ૩૧ રૂપ ઉતારી દોર વાઢયારે, નેo હું પડી પોકાર રાડયોરે. નેo ૩૨ જાદવજી જગમાં ઝાઝુરે, નેo હું કેતા સુખડે લાજુરે, નેo ૩૩ હું ધરમ પતિવ્રત પાળુરે, નેo નવ પર પુરૂષ મુખ ન્યાળુરે, નેo ૩૪ માબાપની મુકી માયારે, નેo મેં તમને અર્પી કાયારે, નેo ૩૫ મહારૂ સુખ ગયું સઉ સ્વપનેરે, નેo હવે જંખુછુ તુમ તપનેરે, નેo ૩૬ મને ભવસાહરમાં તારોરે, નેo એ બીન ઉપાય નહિ મહારોરે, નેo ૩૭ અમ રાજેમતી અતી રડતીરે, નેo ઉંડે ને ધરણે ઢળતીરે. નેo ૩૮ પછી આવી એની માતારે, નેo કેવળ કે કરવા શાતારે, નેo ૩૯

સોરઠ. માતા કહે સુજ બાળ, આશા ઉતપાત માંડીઓ;
એમ વદી તત્કાળ. છાડી ચાંપી છાતીએ. ૯૮

દુહા. આંસુ લોહી આંખનાં, તનીયા કરી ટટાર; શિખામણ દેસો ઘણી, તોય લહે ન લગાર. ૯૯ માંતા કહે સુજ દીકરી સાંભળ શ્રવણે વાત; કુંવારીને વર ઘણા, સૌ જાણે સાક્ષાત. ૧૦૦

તું કોની છું બેટડી. એ કોને છે બાળ; સગાઈ શાની તાહરે, તે મનમાં સંભાળ, ૧૦૧ કાળો કરસાંન બંધવો, તે દેખી શું મોહી; પરણાવું બીજે વળી, વર ઘર સારૂ જોઇ. ૧૦૨ એથી ભલો. ભુપ લાવશુ, નેમજી ધરશું નામ; ગુણમાં ગંભીર ફુટડો. રૂપે રતિ પતિ કામ. ૧૦૩ નામ મુકીદે નેમનું, હઇયે રાખી હામ; ફીકર ફોક કર બેટડી, અઇએ કીધું આમ. ૧૦૪

સોરઠ. જળ જળ કમળ ન હોય. વન વન ચંદન નવ મળે;
ઘેર ઘેર નેમજી નોય, રાજેમતિ કે માવડી. ૧૦૫

॥ ઢાળ ૩૯ ॥ તપ સરીખો જુગમાં કો નહિરે. એ દેશી.

રૂપ દેખીને નવી રાચવું રે. પુત્રી કહે હવે સુણ; હો મા, શાસ્ત્ર શાખ્યથી કહુ ઘણારે, કાળા તે કેરા ગુણ હો માવડી. રૂપ દેખીને નવી રાચવું રે. આંકણી. ૧ કાળી કસ્તુરી કચમચેરે મેહેકે અને મુલદાર હો માવડી, મરતાં અબોલના મુખમાંરે; મુકે કરે ઉચ્ચાર હો માવડી. રૂ. ૨ કાળા તે હેમર હાથીયારે, દીપે તે રાજ દુવાર હો માવડી; કાળી તે આંખમાં કીકલીરે. તેના તેજ તણો નહિ પાર હો માવડી. રૂ. ૩ કાળો કામાશીર ચોટલોરે, વાલો તે પ્રાણ આધાર હો માવડી; કાળુ કાજળ કામા આંખમાંરે, સારે શોભે શણગાર હો માવડી. રૂ. ૪ કાળા તે બાર મેઘ બંધવારે, કરે સૃષ્ટીમાં શ્રગાળ હો માવડી; કાળી કોયલ કાનનમાંરે, બોલે તે રંગ રસાળ હો માવડી રૂ. ૫ કાળી મણી ઘણી કીંમતીરે; અંધારે આપે ઉજાશ હો માવડી; કાળાં મરી કપુરમાંરે, નાખે નહિ જાય વાસ હો માવડી રૂ. ૬ કાળા તે કરસન રાજવીરે, કાળા તે નેમ સુજાણ હો માવડી; કર્ણ તારણ ત્રીલોકનારે, તે છે પ્યારા મુજ પ્રાણ હો માવડી. રૂ. ૭ કટકો તે કાચ બીલોરનોરે. રૂપ અનુપ દેખાય હો માવડી; દામન ઉપજે દોકડાર, જમે તો જીવ જ જાય હો માવડી. રૂ. ૮ ઉત્તમ આ અવની વિશેરે; કોણ છે કાળાની તુલ્ય હો માવડી; રૂપ તેમાં ગુણ નવ મળેરે કેવળ કે રાજુલ હો માવડી. રૂપ. ૯ દુહા. મારે મારી માવડી, વૃથા ન

બોલ વચન; નેમ વિના સંસારમા, માને નહિ મુજ મન. ૧૦૬ અન્યો અન્ય એમ બે જણાં, બોલે બોલ અપાર; તે તકમાં ત્યાં નેમના સુણ્યા સમાચાર. ૧૦૭ સહસ્ર સાધુ સાથમા, નેમ નગીન ભગવાન; પંચાવન પુરે દીને, પામ્યા કેવળ જ્ઞાન. ૧૦૮ તેવુ તરૂણી સાંભળી, તરત કરયું સૌ ત્યાગ; પ્રથા જાણી આ વિશ્વરે વાલો ટરયો વૈરાગ. ૧૦૯ સંજમ લેવા સુંદરી, હૈયે હરખી અપાર; વધાઇ મોકલી વેગથી. કશ તણે દરબાર. ૧૧૦ પાયે પડો મા તાતને. સૌને કરી સલામ; કેવળ કે રાજેમતી; તજીતરત તે ઠામ

॥ ઢાળ ૪૦ ॥ ગોકુળની ગોપીરે. ચાલી જળ ભરવા, એ દેશી. પીયરથી પોકીરે, સામા સાસરીએ; સંજમ શુભ લેવારે, નેમજી આસરીએ ૧ જોઇ જાદવ રાણારે, હરખ્યા રાજુલને ધન ભાભી મારીરે. તારયું નીજ કુળને. ૨ વળી હેત ધરીનેરે, સતીને શણગારી; વરઘોડો ચઢાવીરે, કરી ત્યાં તઇયારી. ૩ રાજેમતી રૂડી. રે પધારી પાલખીએ; આગળને પાછળરે, ઘેર દીધા સખીએ. ૪ બહુ વિધવિધ રાગેરે, વાજાં વાગેછે હય રથ હાથીરે, ઓછ્યો સૌ આગે છે ૫ ગોરડીઓ પાછળરે, ગીત ઘણી ગાવે; સાજનની શોભારે. કવિજન શી કહાવે. ૬ વિસ્તાર કરૂતારે, વારવધે ઝાઝી; વરઘોડે વામારે, જોઇ સઉ થાય રાજી. ૭ ચોટેને ચકલેરે, ફેરવી શુભ રીતે; ફુલેકું લાવ્યારે પાદર પુર પ્રીતે. ૮ રાજેમતી સાથેરે, સરખી સુંદરીઓ; સંજમ શુભ લેવારે; ત્યાં કાંઇક ઉતરીઓ ૯ વરઘોડો ત્યાં થીરે વળ્યો વળી પુર દિશે; રાજુલ તે સખીઓરે, ગઇ ગિરનાર દિસે. ૧૦ અડવાણે પાંયરે ચાલી સઉ સાથે; સંજમ જાય લેવારે, નેમ નગીન હાથે. ૧૧ એ વારે વરસ્યોરે જાતાં મેઘ બહુ; ભીજાયાં ચીરરે, ચતુરા કેરાં સહુ. ૧૨ જાળાંને ઝાડેરે, સંતાઈ કામનીઓ; આડીને અવળીરે ભમી એમ ભામનીઓ. ૧૩ ગુફા એક દેખીરે, રાજુલ ગઇ તેમાં; રેનેમી મુનીવરરે, ધ્યાન ધરે એમાં ૧૪ ખબર નહી તેનીરે, સખીઓમાં કોઇને; ચીર કોરા કરવાંરે, પેઠી જળ જોઇને. ૧૫ રાજેમતી રાણીરે, અંગથી ઉતારી;

થઇ સુકવ્યાંરે વરજીતરે, વસ્ત્ર ભરયાં વારી.૧૬ જળ હળ ત્યાં ઝ-ળકયુરે, અંગનું અજવાળુ; રૂપ રતી થકી અદકુંરે મુનીરાયે ભા-ળ્યું; ચીત ચમકયુ જોઇનેરે, કામાની કાયા; તપ ત્યાગ કરીનેરે, રેનેમી ધાયા. ૧૮ ઉઠી આવ્યા પાસેરે, આળસ અંગ મરડી, બોલે બાળા ચાથેરે; કટાક્ષ કરી કરડી. ૧૯ કોણ કંથની કન્યારે કોણ રાયની બેટી કોણ; કારણ જાતીરે, મુજ ભાગે ભેટી, ૨૦ સૂણી એ મ સલુણીરે; વદે મન ધીર ધરી; જઊં નેમજી પાશેરે. હું તેનીજ ખરી. ૨૧ ઉગરસેન બેટીરે, હું રાજુલ નારી; તજી મુજને નેમેરે મુકી કુંવારી. ૨૨ માટે જઊ મળવારે, થઇ હું સતસંગી; એમ વચનજ સુણીરે, વદે વળી વ્રતભંગી. ૨૩ રાજેમતી રાણીરે બો-લો આજ અમ સંગે; રાજી થઇ રૂદીએરે રમો નીત નવ રંગે ૨૪ સંસારનાં સૂખડારે; મન માન્યાં માણો; વરા મુજને વામારે. ને-મજી સમજાણો. ૨૫ હું જાદવ કુળમાંરે નેમ નગીન ભઇઓ; મુજ નામ રેનેમીરે, સમુદ્ર વિજય છૈઓ. ૨૬ તુજ ઉપર ત્રઠયોરે રૂપ રૂડું ભાળી; હઠ મેલી હઠીલીરે હુંસે દયો તાળી. ૨૭ વૃત વૃદ્ધ પણ લેઇશુંરે, આપણ બે જોડે; પાળી સંજમ જઇશુંરે; કેવળ પદ કોડે. ૨૮ દુહા રાજેમતી અમ સાંભળી, કરે મન વિચાર; લાજ તજી લંપટ થયો મુનીવર ગુણ ભંડાર. ૧૧૨ ઉપાય કરવો એહનો વચન રૂપી દઇ માર; આખર ઊંચા કુળનો, ભમેલ આ વે ઠાર. ૧૧૩ ટાડુ તો ટુટી પેડે, ભીંતજ ઝીલે ભાર. ઉત્તમ કુળનો આદમી સાંખે સખ્ત અપાર. ૧૧૪ નારી એમ નકી કરી, બોલે કઠણજ બોલ, દીયરને કેછે સાંભળો, તનમાં બાંધી તોલ. ૧૧૫

॥ ઢાળ. ૪૧ મી ॥ હરી ભજન વિના દુખ દરીઆ સંશા-રનો પાર ના આવે એ દેશી. હો દીયર મુની સંજમની સુરતો તે જોજો ચુકતારે, કાચ બિલોર દેખી મહા વ્રત મણીરે રખે મુ-કતા, આંકણી, સીદ મૃગ જળ દેખી ધાવછો, તજી તંબોળ લા-ળા ખાવછો, મુકી સરગને નરક ચાહવછોરેહો દીયર મુની૦ ૧ મુકી કામ દુધા કેમ ખર ગ્રાહો તજી જીનવરને સંસાર ચાહો; થઇ

મુનાવર એ શું મુખ લહોરે. હો દીયર મુની૦ ૨ ઢોળી અમ્રત સીદ મુખ વીષ ધરો. મુડી અંબને બંબે મન કરો; તજી પુનને કેમ પેટ પાપ ભરોરે. હો દીયર મુની૦ ૩ તમે મહાવ્રત ધારીછો તપસી, સીદ ભવસાગરમાં જાઓ લપશી; ઝાલો સંજમ ટેકાને ચપસીરે. હો દીયર મુની૦ ૪ હવે જીતી બાજી હારોછો, વળી આસન ઉચીષ્ટ ધારોછો; અહી અસાર સાર નીવારોછોરે હો દીયર મુની૦ ૫ આરે આવ્યુ નાવ જશે બુડી, શુભ સમકીત ખોવાશે મુંડી; માટે દ્રષ્ટી રાખોને રૂડીરે. હો દીયર મુની૦ ૬ હું સંજમી તમે વ્રત ધારી, વળી કામે મહાવ્રત જાઓ હારી. તેથી વિષય જોર રાખો વારીરે. હો દીયર મુની૦ ૭ અસુચી કાયા આ છેજ ખરી, મળ મુતર માંસ રૂધીર ભરી; તે પ્યારી આવડી શુંજ કરીરે હો દીયર મુની. ૮ તમે ઉત્તમ કુળ તણા જાયા, વળી તાત સમુદ્ર વિજય રાયા, તે ધ્યાન તજી મુજને ધાયારે. હો દીયર મુની. ૯ તમે બે બંધવ એક માત તણા, કોણ કારણ ફેર દીસેજ ઘણા; જુઓ નેમ નગીનમાં નહીં મણારે. હો દીયર મુની. ૧૦ તેણે મુજને મુકી કુંવારી, ફેરી વમનનં તોરણ વિહારી; તે ઉપર દ્રષ્ટી શું ધારીરે. હો દીયર મુની ૧૧ હું ગુરૂ બંધવની થઉ નારી, વળી ભાભી ભગની સમ તારી. તે જુઓને મત હીણુ વીચારીરે. હો દીયર મુની. ૧૨ શું રૂપ દેખીને મન મોહ્યું, બોલ બે બોલીને તપ ખોયું; થઇ મુરખ પાછું નવ જોયુંરે હો દીયર મુની. ૧૩ આ જોબનીઆનો છેલટકો, જેમ કાચ તણો કુંપો ભટકો; પછી કામ ન આવે તે કટકોરે. હો દીયર મુની. ૧૪ તમે નીજ કુળની લજ્યા મુકી, શું બેઠા છો ગળવા થુંકી થઇ ચતુર નર બોલ્યા ચુકીરે. હો દીયર મુની. ૧૫ તજી પચાસને તપસીજ થયા, તે ભાવ તમે ભુલીજ ગયા; આજ દેખી મુજને મોહી રહ્યારે. હો દીયર મુની. ૧૬ જોઇ સાધ્વીપર જે કરે દ્રષ્ટી, તે ભવો તે ભવ પામે કષ્ટી; માટે મુકીદો મનની વ્રષ્ટીરે. હો દીયર મુની. ૧૭ તમે એક દેખીને આમ કરો, ત્યારે ગોચરીએ કઇ પેર ફરો, તાં ઘેર ઘેર નારીઓ નહીં નરોરે. હો દીયર મુની. ૧૮

દેખી પરનારી નહી મન વરો, ત્યારે કેઈ પેરે જાશે જનમારો; વળી વારંવાર કહુ વિચારોરે. હો દીયર મુની. ૧૯ તથી સંજમનારે સુર વાશી થાય જગત વિશે જાદવ હાંશી; વળી વેગે વરે જઈ ચોરાશીરે. હો દીયર મુની. ૨૦ જે પરનારી શેવે પ્રાણી, તેનું જીવતર જાણો ધુળ ધાંણી; હરે મરીને તે નરક ખાણીરે. હો દીયર મુની. ૨૧ પર નાર અને વળી હું જ સતી. એ વિચાર કરો નર મુઢ મતી, કેમ અજાણ થઈ બેઠા જ અતી?. હો દીયર મુની ૨૨ હવે મુકીદો મોહની મમતા, રહો કામ જવળ દેહને દમતા; પાળી સમકીત ને વાળો સમતારે. હો દીયર મુની. ૨૩ એમ રાજેમતી વચણો બોલી રહ્યા રેનેમી રૂદીયે તો ી; કહે કેવળ અંતરને ખોલીરે. હો દીયર મુ ી ૨૪ દુહા લજ્જા લંપટ પામીયો. શુણી શામા વચન; કેવળ કે રો સાંભળો, નર નારી ધરી મન ૧૧૬

॥ ઢાળ ૪૨ ॥ આવો આ ો જસોદાના કાન ગોઠડી કરીએરે એ દેશી રેનમી જોડી હાથ નમીયો નારીને, પસ્તાઈ રૂદાયામાથ વદે મન્ન વારીને. ૧ ભાભી હું ભુલ્યો આજ માહા વ્રત પાળીરે, લાખેણી મુકી લાજ સંજમ બાળીરે, ૨ તમ ખોળે માહારૂં શીશ આજ ઉગારોરે, રૂદીએથી છાંડી રીસ ભવજળ તારોરે ૩ હું બોલ્યો ચુકી બોલ તે પણ ખોહુરે, આધ એનું શીર અતોલ મુજને ચોટયુંરે. ૪ એ વાંક કરો મુજ તાજ જાઓ જાણીરે, તમે કો તે કરૂ હું કાજ વદાને વાંણીરે. ૫ આલોવણ આપો કાંય ઘટતા ગુનેરે, ધારીને રૂદીયા માંહ્ય લો દંડ મુનેરે. ૬ હું હાર્યો નર ભવ કાય રૂડી પાંમીરે, શી પેરે છુટકો થાય બેઠી ખાંમીરે. ૭ હવે મુજે નહી એક દીશ નીશ કેવાંણુરે, તમે ગુરૂને હું તો શિશ એટલું જાણું રે ૮ ધન ધન તે બુદ્ધી નાર બોધજ કરીયોરે, મુજને જાણો ધીકાર ડોલ્યો હરીયોરે ૯ થાઓ ભાભી પણ કહુ માત આજ ઉગારોરે, મને કેવળ જાણી અનાથ પાર ઉતારોરે. ૧૦

દુહા. શુભ વચન એમ સાંભળી, બોલી રાજુલ નાર; આલોવણ દઉ એટલું ફીરલ્યો સંજમભાર ૧૧૭ એમ સંગાથે સંચરો

ચોખું રાખી ચીત; સંજમ લ્યો સેસાવને, નેમજી પાસ ખચીત. ૧૧૮ એમ કહી રાજેમતા, નીકળી ગહવર બહાર; સખીયોને રે નેમને, લઈ ચઢી ગીરનાર. ૧૧૯ સેસાવન જઈ વંદીયા, નેમ નગીન જીન રાય; સ્યાસ નિહાળી સુંદરી, મનડામાં મકલાય. ૧૨૦ વળી વળી રાજુલ વંદતી, ભણીને ભાવે પાઠ; પરદખણા પાછળ કરી, એક સતકને આઠ. ૧૨૧ જીણંદ કહે તે જોઈને; ધન ધન નારી જાત; ધન ધન તારી બુધને, ધંન ધંન તારી માત. ૧૨૨ એમ કહીને આપીયું, ફુરત્યા વચનજ સાર; રેનેમી રાખ્યો કને ફેર કરી અણગાર. ૧૨૩ ઠાંણુ ઉઠાંણુ કરી અને, વિચરે દેશ વિદેશ; ભવી યાનને ભવ તારવા, એમ કરેજ હમેશ, ૧૨૪ દેહ દમન રાજુલ કરી, જીતી ઝઘડા અષ્ટ; જનમ મરણનાં આ ભવે. કાપી સઘળાં કષ્ટ. ૧૨૫ એ રીતે એક પછી, પોકયાં અક્ષર ધામ; તીર્થંકર બાવીસમે, નવખંડ રાખ્યું નામ. ૧૨૬ ॥ ઢાળ ૪૩ મી ॥ આવોને મંદીર માહરે હો લાલ, એ દેશી ધન ધન રાજુલ નેમને. હો લાલ ધન ધન એ અવતારરે. હું વારી લાલ. કુંવારાં કંથને કામની હો લાલ. બેઉ તજ્યા સંસારરે હું વારી લાલ. ધન ધન ધન રાજુલ નેમને હો લાલ. આંકણી. ૧ તોરણથી તરીઆ તજી હો લાલ. સુણી પશુનો પોકારરે, હું વારી લાલ પરણ્યા વિના પાછા વળ્યા. હો લાલ. હસ્તી હંકાવી તે ઠારરે હું વારી લાલ ધન૦ ૧ પીઠી ભરી મુકી પ્રેમદા હો લાલ, વેહેચ્યું વરસીક દાન રે હું વારી લાલ. ૨ સંજમ લેઈ સેસાવને હો લાલ, પામ્યા તે કેવળ જ્ઞાનરે હું વારી લાલ ધન. ૩ કુવારી કન્યા રાજેમતી હો લાલ, વરેરો વળી વેરાગરે હું વારી. લાલ. સંજમ લેવા સંચરી હો લાલ, નેમજી પાસ સૂભાગરે હું વારી લાલ. ધન ૪ એકવાર વાટે જાતાં મેઘ વરસીયો હો લાલ, ભિજાયાં નવરંગ ચીરરે હું-વારી લાલ. ગુફા દેખી ગઈ તેહમાં હો લાલ: કરવાને કોરૂ શરી-રરે હું વારી લાલ. ધન. ૫ તપ તજીરે નેમને હો લાલ, દેખ. ઓભાણા કામરે હું. બાધ કરીને બુઝાવ્યો હો લાલ, નારીએ નર

તે ઠામરે હું ધન. ૬ રેનેમી રૂપી હાથીઓ હો લાલ મહાવૃત રાજુલ નારરે હું. વેણુ અંકુશે વશ કર્યો હો લાલ, મારીને મોધમ મારરે હું ધન. ૭ ગફા તજી ગીરનાર ગયા હો લાલ, નેમ પ્રભુ જીની પાસરે હું. ચોખું ચારીત્ર ત્યાં પાળીને હો લાલ, વેગે વર્યાં શીવવાસરે હું ધન. ૮ અનંત જન ઉધારીને હો લાલ, જીણંદ જીવન હારરે હું. આયુષ અતિ ભોગવી હો લાલ. ગયાજ મુગતી મોઝારરે હું ધન. ૯ અવર ઉભય અવની વિશે હો લાલ. એવું થયું ન થનારરે હું નેમ જીણંદ બાવીસમા હો લાલ, રાજેમતી સતી સારરે હું ધન- ૧૦ શુભ કથા આ શાસ્ત્રની હો લાલ, વખણમાં વંચાયરે હું નાનાં મોટાં નરનારને હો લાલ સાંભળતાં સૂખ થાયરે. હું ધન. ૧૧ રાજેમતી નેમ નામથી હો લાલ, દુખ દારીદર જાયરે હું દયા ઉપજે અતિ દિલમાં હો લાલ. પાપજ પ્રલે થાયરે હું ધન ધન ૧૨ ભાવ સહીત ભણી સાંભળી હો લાલ, કરે જે વ્રત પચખાણરે હું, નિશ્ચેજ નર એ નારનું હોલાલ. કરમ ખપી થાય કલ્યાણરે હું ધન. સાબર કાંઠે શોભતું હો લાલ કસંદરા મુજ ગામરે હું અર્ભક અમીચંદનો હોલાલ કેવળદાસ હું. નામરે ધન અચરત કુખે ઉપન્યો હો લાલ, ભવ વિશે ભાવસારરે હું પ્રીત ધરીને પારખ્યો હો લાલ શ્રાવક ધર્મશ્રીકારરે હું ધન ૧૫ સંવત ઓગણીસેં વળી હો લાલ ઓગણત્રીસ મોઝાર હું, શ્રાવણ શુકલા સપ્તમી હો લાલ, ગરવો તે ગુરૂવારરે હું ધન, ૧૬ તેરે દિવસે પુરો કરી હો લાલ. ગાયો નેમ વિવાહરે હું. ઢાળ તેંતાળીસ વરણવી હો લાલ, સંબંધ રાખી દુવાહરે હું. ધન. ૧૭ તાલ ત્રુટક નવી ઓળખું હો લાલ વાણી તાણી રચ્યો ઠાઠરે હું. કવિ કને મુજ કુણ ગજું હો લાલ, પઢયો ના પીંગળ પાઠરે હું; ધન ૧૮ અક્ષર આદીને અંતમાં હો લાલ, ખોળતાં જડે ખોડરે હું તે મુજ મીછાંમી દોકડે હો લાલ, કેવળ કે કરજોડરે હું. ધન ૧૯

સમાપ્ત.